"નવરંગ"ની ત્રીજી ભેટ.

# એક પરણેતરનો પ્યાર-પૈસા.?

(એક વારતા.)

લખનાર—બહેમનજી નવરોજજી કાબરાજી.



"નવરંગ" પ્રીન્ટીંગ પ્રેસમાં
અરદેશર ખરશેદજી દેશાઇએ છાપી પ્રગટ કર્યું.
૭૫, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

આવૃતિ બીજી. ઈ. સ. ૧૯૧૯.

કીંમત રૂ. ૧॥.

"But what strange art, what magic can dispose,
The troubled mind to change its native woes?
Or lead us willing from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do; nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
they fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects what they show to kings."



# દીબાચો.

## (બીજી આવૃતિનો.)

આ ન્હાનકડાં પુસ્તકની બીજી આવૃતિને કોઈ લાંબા લટાક દીબાચાની જરૂર નથી. 'દીબાચો' તે લખનારનો પોતાની તરફનો, તે પુસ્તકને લગતો ખુલાશો લેખાય, અને તેવું ખુલાશા જોગું અવલ આવૃતિના દીબાચામાં પુરતું લખાયું છે. વધારામાં પરમસંતોષના સુખ સાથે એટલુંજ કહેવાનું અને જાહેર કરવાનું છે કે આ ન્હાન-કડી વાર્તાએ, આ ગરીબ લખનારના દઝનબંધ પુસ્તકો માફક, શોખીન વાંચનારી આલમને ઘણી મજાહ આપી છે. વાર્તા ન્હાની છે, પણ તેની નસીહત અને અસરમાં અતી ઘણી જોરાવર છે, જ્યારે તે કેવી અચુક પસંદગી વાંચનારા વર્ગમાં પામી હશે તે એટલાથીજ જોવાશે કે, છાંતીના પાટીયાં હીલવી નાખે એવી દીલ ધુજાવનારી એક પણ જાહેર ખબરમાં આશરો શોધ્યા કે કોઈ પણ પત્રકાર સાહેબોની ભલામણ કે સીફારસ વગર, છેલ્લાં ચાલીશ વર્ષોથી અગારાં હરેક પુસ્તકોમાં બનતું આવ્યું છે તેમ, એ વાર્તાએ પોતેજ પોતાની સીફારસ કરી, અને પ્રમાણીક

તેટલાંજ પ્રબળ લોકમતે એને એટલી વિખ્યાતી આપી કે પહેલી આવૃતિની એક હજાર પ્રત થોડુકમાંજ ઉચકાઈ ગઇ હતી, અને ત્યાર પછીથી વર્ષો સુધી આજ તક એની અસલ કિંમતથી પાંચ અને દસ ગણી કિંમતે સેકન્ડ હેન્ડ અને ફાટી તુટી નકલો અમો વેંચતા રહ્યા છીએ. શુકર હોજો તે બારેહુકતાલાના!

ઘણાંકો ઘણા અજબ થઈને પુછે છે કે જ્યારે દજન બંધ અમારી જુદી જુદી વાર્તાઓની તમામ નકલો ખપી ગઈ છે, અને તેની આટલી બધી મોંઘે ભાવની માંગણીઓ ચાલું છે; ત્યારે અમો તેની બીજી આવૃતિઓ છપાવતા કાં નથી? જવાબ સહેલ છે. અમો બીજી આવૃતિ છપાવતા નથી, કારણ કે નવી નવી વાર્તાઓ, અમારી 'કુરશદ'–'નવરાસમાં' છપાઈ ચુકેલી અને ભારે લોક પસંદગી પામેલી હજી તો છપાવાની ઢગલાબંધ બાકી છે; અને એક છપાઇ ચુકેલી વાર્તાની બીજી આવૃતિ પર વખત અને પઇસા રોકવા કરતાં એક નવુંજ પુસતક પરવરતાવવાનું ઇજત તેમજ પઇ સાની આમદાનીમાં વધારે લાભકારક પુરવાર થાય છે. એટલા વાસ્તે અમારા સંખ્યાબંધ તમામ ખપી ગયેલાં પુસ્તકોની બીજી આવૃતિઓનો હક અમોએ અત્રેના ઉલટમંદ અને સાહસીક પબલીસર્સ સાહેબો વાસ્તે ફાજલ રાખ્યો છે, અને એ હક તેઓને પાલવતું થાય તેમ અમો થોડોક

સસતોજ વેંચએ છીએ. એ મુજબ 'સીપાહ બચ્ચાની સજની', 'પત્થરના પ્રતાપ,' 'બેદીલ કે બેવફા!' વીગેરે વીગેરે કેટલીએક ન્હાની મોટી વાર્તાઓની બીજી આવૃતિઓ બહાર પડી ચુકી છે, અને તેજ મુજબ અમારી નવી કે જુની વાર્તાઓનો હક વેચવા વાસ્તે અમો ખુશી થઇશું એમ આ પ્રસંગ થતાં ફરી એક વાર અત્રે જાહેર કરવાની અમો રજા લઇએ છીએ.

આ નાનકડી વાર્તાની આ બીજી આવૃતિનો હક અમોએ નવરંગ માસીકના ઉલટમંદ માલીક અને અધિપતી ભાઈ અરદેસર દેશાઇને વેચ્યો છે. પોતાના ચોપાનીયાંના વધારા સુધારા વાસ્તે હર વરસ ભેટના પુસ્તકો આપવાનો એ ભાઇનો ધારો છે, અને એમની પસંદગી આએ વરસ આ પુસ્તકપર ઉતરી છે, જે અમને તેમજ એમને આયંદા પુરતું લાભકારક પુરવાર થશે એમ માનવાને અમો કશોજ સંદેહ કરી શકતા નથી.

ફ્રીયર રોડ, કોટ, મુંબઇ,
તા૦ ૨૨–૮–૧૯.

બ. ન. કાબરાજી.

# દીબાચો.



## (આવૃતિ પેહેલીનો.)



આદમી કરતા વેલા વધારે બળવાંન છે. ગુલજાર મુંબઈ નગરી પર આવી પડેલી છેલ્લી મોટી આફત જે નેહેસ્ત મરકી, તેણે લીધેલા કીંમતી ભોગો ને કરેલા સેંહેંકડો બિગાડો ને અનર્થોની હરેલમાં, અમો પોતે વરસમાં એકાદ બે વાર આવાં પુસ્તકો સમેત અમારાં શોકીન વાંચનારાંઓની સેવામાં જીપલાવવાનો અમારો સરેસ્તાનો દેખાવ નહીં કરી શકવા ખાતર અગત કરીને દલગીર છીએ. એવી રીતે છેલ્લાં સતર વરસનાં દરમ્યાનમાં એટલી હદ સુધી · અસુરા થવા કે પછાત પડવાનો અમને કદી કમભાગ્ય પ્રસંગ થયોજ નથી! અમો દર વરસે આવાં એકાદ બે પુસ્તકો સાથે જાહેરમાં જાથુકનો દેખાવ કરતા રહયા છીએ, અને ફકત આએજ વખત એમ દોઢ વરસ મોડા થયા, કે જેના સબબમાં આ ખુલાસો અત્રે લખી વાલવો અમો જરૂરનો સમજીએ છીએ. એ જીવલેણ આફતની નાહાસભાગને લીધે અમારી આ "શોખની સેવા"નું કામ ઘણું ચઢી ગયું. અમારા "ફુરસદ" ચોપાન્યામાં બી આજ તુલક

અમો અસુરા ને અનિયમીત છીએ, કે જે સઘળું પછાત પડેલું કામ આટોપી લેવાની મકસદથીજ અમને વળી આ વખતે એક નાનકડી વારતા સાથે દેખાવ કરી સંતોશ માની લેવો પડે છે.

ખુદ આ વારતા વિશે અમોએ અગતકરીને કેહવા જેવું કશું નથી. અમારી આગલી વારતાઓ પેઠે પારસી સંસારને લાગુ પાડી ઉપજાવી કાઢેલી આ એક સાદી સંસારી વારતા છે, જે તેની ચાનક ને અસરમાં અમારી આગલી સઘલી વારતાઓ પર સરસાઇ નહીં તો સરોબરી ભોગવશે એમ માનવાનો અમને વિશ્વાસ છે. આ વારતામાં એક પરણેતરના પ્યારનું શ્રેષ્ટપણું પુરવાર કરવાને અમોએ પરિશ્રમ કરયો છે, ને અમારી અદના વારતાઓ જે બલવાંન અને પ્રમાણીક લોકમતને આધારે શોકીન સાહીત્યમા એક સારી અગત્યતા પામવાને ભાગ્યશાલી નિવડી છે તે માટે અમારાં કદરદાન વાંચનારાંઓનો ઉપકાર માનતાં આસપાસની માંગીને મેલવેલી કોઇબી મતલબી કે ચાપલુસીખોર સીફારસોની કશી બી વ્યર્થ ઉમેદ કરયા વના, અમો આ અમારી નવી વારતા તેવાજ વિશ્વાસ ને સંતોષથી, તેજ ઇનસાફી વાંચકવર્ગની કદરસનાસ ખીદમતમાં રજુ કરવાને માન સમજીએ છીએ.

બ. ન. કાબરાજી,

સપ્ટેંબર, ૧૮૯૭, — રચનાર.

# અર્પણ.

આ વિશાલ સૃષ્ટી વિષે સંસારની અનુપમ શોભા એવી જે સહસ્ત્ર
સકલ ગુણસંપન્ન પરણેતરો, તેમની પવિત્ર સફની
**મારી અસીલ અને ભલી મોહોરદાર**
**જરબાનુ,**
કે જેણે છેલ્લાં તેર વરસની પોતાની પરણી જીંદગીની પવિત્ર કારકીરદીમાં સદા મારા સાચા પ્રેમને તુચ્છ પૈસાથી લખો વાર જ્યાદા જાણ્યો છે, અને જેણે મારી રંક સ્થિતી છતાં એક મોટાં કુટુંબપરિવારનાં મારાં ગરીબ ઘરને સંપમેલનાં દરેક સુખમાં સદા આબાદ, ખુશાલ ને તરતું રાખ્યું છે,

**તેને**
તેવા મારા પ્રત્યેના તેના અખંડ પ્યાર ને અચુક ભકિતભાવની
મારી દીલસોજ વખાણમાં
**આ એક વારતારુપી અસરકારક અને બાનક આપનારૂં ચિત્ર,**
કે જે એક પરણી પ્રિયાના સુખને સારૂ ભર્તારનો પ્યાર પૈસા કરતાં
લખો વાર વધારે કીંમતી ને અવશ્ય જરૂરનો છે એમ
બેતકરાર સિદ્ધ કરી આપે છે તે
**ઘણા પ્યાર ને મોહોબતમય લાગણીઓ સાથ**
**અર્પણ કરૂં છું.**

**બ. ન. કાબરાજી.**

સપટેંબર, ૧૮૯૭.

# એક પરણેતરનો પ્યાર-પૈસા ?

## એક વારતા.

### પ્રકરણ ૧ લું.

પારસી નઊરોઝનો મુબારક દીવસ હતો, અને પરેલની પારસી કામદારોની એક ચાલીને નાકેના ગાલાની એક બારીમાંથી એક મનોહર મુખડો સાંમેના રસ્તાની સીધી સરહદ સુધી આતુર આંખ્યોએ ટીકતો ઉભેલો દેખાતો હતો. તે મુખડો એક મનમોહન ચેહરાની જવાન અબળાનો હતો એમ કહયા વિના ચાલશે, કે જે અબળા પોતાના વ્હાલા ભરથારને દુરથી આવતો જોતી ખોતી હતી. તેની ચતુર ચશ્મો આતુરતા ભરી ઉલટ સાથે જેટલું દુર જોઇ શકે એટલે દુર સુધી જોતી એ બારીમાં તે ઉમંગી ઉભી હતી, અને બાજુમાં જમીન ઉપર એક ખીલતા તાજા ગોલાબની સુરઃખીનો એક બાલક છોકરો તેની આસપાસ વેર વિખેર પડેલાં રમકડાંઓ વચ્ચે તેની તોતરી મીઠી પ્યારી પટપટ સાથે રમતો ફસડાઇને બેઠેલો હતો.

તે સામટુ એક કોઇ કવિ ચીતારાની પીછીને માટે એક નાદર અને દીલકસ ચિત્રે હતું. તે તરૂણ અબળા જુવાંનીનાં બાહારમાં ખીલતી એક કલી હતી. તેણીની ઉંમર પુરાં વીસ વરસનીબી હતી નહીં: તે સીધાં સરોવર જેવાં કદની, હંસની ડોક જેવી લાંબી ગરદનની, પતલી અને ઉંચા એક નૌજવાંન નાજનીન હતી, કે જેનાં ગુલાબી ગાલ, લાલમલાલ હોઠ, અણીઆલાં નાક ને રૂપેરી કપાલ સાથનો આફ્તાબ પેરે ઝલકતો મુખડો એક આકાશી હુરીનોજ કોઇબી જોનારને અગત કરીને અભ્યાસ કરાવતો હતો!

અને એમ છતાં તે જે ઓરડાની બારીમાંથી બાહેર લાંબે નઝર ફેંકતી ખડી અને ખોતી હતી તે આખો ઓરડો તેની સઘલી સફાઇ અને સુઘડતા છતાં ત્યાં રેહનારાંઓની અતી ઘણી ગરીબી ને દલિદ્રતાનો ખ્યાલ ઝટ પેદા કરાવી શકતો હતો. તે જવાંન બાંનુંનો પેહેરવેસ અને તેણીની બાજુમાં ખેલતાં બેઠેલાં તે નિરદોષ બાલકનો પોશાક એ ગરીબીની ગુવાહી પુકારવામાં ખાસ મદદ કરતાં હતાં. અને જો કે તેઓ બંને પારસી નઉરોઝ ને નવા વરસના મુબારક દીવસની ખુશબખ્ત ખુશાલીમાં હાલ બનીઠનીને તૈયાર થયલાં હતાં, તે છતાં તે પોશાક છેક કંગાલ નહીં તો અતી ઘણો સાદો, અને સુઘડ છતાં અતીઘણો ગરીબ હતો. તે અબળાનાં દીલમાં એક ફુલાવર મજલીનની સુતરાઉ સાડી હતી, અને જો કે સફાઇથી હોરેલા માથાંના ઝગઝગતા બાલ ઉપર ખેંચેલી એવી એક સાડીની સોર સાથેબી તે અબળા પોતાની અજબ જેવી દીલકસ ખુબસુરતીનાં તેજમાં જોનારાંઓને અજાયબીમાં છક કરી મેલે એવી મનોહર દેખાતી હતી,

તોપણ એ એક ગરીબ કુટુંબ હતું એમ અનુભવની આંખે ઝટ જોઇ વલવાનું અને સમજી લેવાનું કેવલ સેહલ હતું.

અને ત્યારે એ અબળા કોણ હતી?

તે એક ગરીબ કામદારની મોહરદાર હતી. તેના બરથારનુ નામ મનચેરશાહ માકાપેસીના હતું કે જેને તેની એ મોહરદાર "મીનોચેહેર" કાં "મીનુ"નાં મીઠાં ને લાડલાં નામથી બોલાવતી હતી, પણ તેની સામાન્ય ઓલખાણ પીછાંણવાલાંઓ તો, તેની ગરીબીના તુંચ્છકારમાં હોય તેમ, તેને "માકાપેસીના મટલા"ને નામે ઓલખતાં ને તેઃબોલાવ કરતાં હતાં.

તે એજ તરફની એકાદ મીલનાં સાંચાખાતાંમાં એનજીન ડ્રાયવરની નોકરીપર હતો. તે જરૂર જોગો કામ ચલાઉ તોબી ઠીક ઇંગ્રેજી અભ્યાસ કરી રહયો, ત્યારે જે સગાંવ્હાલાંઓની ઓથે એ માબાપ વનાનો નાવારેસ છોકરો ઉઘર્યો હતો તેઓએ તેને તેની વલાણ જોઇને એ તેના શોખ ને સ્વભાવને અનુકુલ આવતા ધંધામાં ઝોકાવ્યો, કે જ્યાં તે પરણીને ઠર પડયા કેડે પોતાની મોહરદાર ને એકપુરાં બચ્ચાંનું પેટપુરૂં પેદા કરી લાવતો હતો.

તે ભલો, રાંક, પ્રમાણીક હેતુનો અને સરયાંમ ગ્રહસ્થ વર્તનનો એક અસીલ અને લાયકીવાલો જવાંન હતો, કે જે પોતે આવી ટુંક આવકનો ગરીબ ને કંગાલ છતાં એક ધનવાંન ઉમરાવના મેહેલને શોભા આપે એવી મનોહર મોહરદારને જીતી અને પરણી આવવા માટે જાબજા મગરૂર હતો. અને તે પોતાની મગરૂરીનાં હેસાંનમાં હોય તેમ તે આ સુંદરી ઉપર જાંણે પોતાનો પ્યારો જાંન

વટીક લખ્ખો ખુશીથી સદકે કરે તે રવેસે તેણીને તે જાનોનિસાર શીદાગીરીથી ચાહતો હતો.

તે એક દીલકંસ જોડું હતું, અને ખુદરતે જાંણે પોતાની ટાપટીપની ઠાકઠીકથી તેમને એકએકને માટેજ ઘડીને નિર્માણ કર્યાં હોય એવું સહજ દેખાતું હતું.

બીનું, અમોએ ઉપર કહયું તેમ, તે તરફની એક મીલમાં એક ગરીબ કામદાર—એક સાદો એનજીન ડ્રાઇવર હતો, અને આ એક મજલાની નાહની ચાલીનો એક આખો ગાળો બાર રૂપ્યાનાં નાહનાં ભાડાંમાં માંથે રાખી એ ગરીબ ધણી ધણ્યાંણી હાલમાં પોતાનાં એક પુરાં બકલ્યાં (બચ્ચાં) સાથે રહેલાં હતાં. સારાં નસીબે તે ગાલો છેક છેલ્લો (નાકેનોજ) હતો માટે હવાવાલો, ઉજાસવાલો અને ખુલ્લો હતો, અને તેમાં મંચીની મોહરદાર માંણેકે પોતાના ઉંચા ટેસ્ટને અનુસરતી રીતે ગરીબ સંસાર જે ફરનીચર તેઓ વસાવી શકયાં હતાં તે ફરનીચર સફાઇની કાંઇક રોકાણ સાથે ગોઠવી તથા સુઘડતાથી જાળવીને તે ઘણો સુખદાયક બનાવ્યો હતો.

મંચીને આજે રજા હતી. પારસીઓની "પોપાટી"ના મોટામાં મોટા મહોત્સવને લીધે તેને હીંદુ શેઠયાઓએ રજા આપી હતી,—જો કે ગરીબ બિચારાને આખી મીલ તે દીવસે બંધ ન હોવાના સબબે એનજીન ચાલું કરવા સરેસ્તા મુજબ આજે સહવારેબી જવું તો પડયુંજ હતું; અને હાલમાં ત્રણ કલાકની તે અગતજોગી નોકરી આપીને જ્યારે તે ઘેર પાછો ફરતો હતો ત્યારે તેની ભારે આતુરતા સાથે વાટ જોતી મોહરદાર માંણેક બારીમાં આશ ખોટી થઇ ઉભી હતી.

એ દરમ્યાંનમાં તે હરણીની ચપલતાની ચાલાક અબળા પોતાનાં કામકાજથી પરવાર પાંમી ચુકી હતી. તેણીએ તે શુભ દીવસની ખુશાલીમાં રોજ કરતાં એક બે અદકી વાંણીનો ગરીબ સંસારને અનુકુલ આવતો એક મન પસંદ નાસ્તો તૈયાર કરી મેલ્યો હતો, અને પોતાનો ભરથાર ઘર પાછો ફરે તે પેહેલાં પોતાની એ પાક ફરજોથી પરવાર પાંમી નાહી ધોઇ બનીઠની તથા પોતાના એકપુરા બેટા "રૂસી"ને તૈયાર કરી તે બારી આગલ આવી પોતાના મીનુની વાટ જોતી ઉભી હતી.

અને તેને લાંબો વખત તક તપવું પડયું નહીં. તેના ઓરડાની દક્ષીણ બાજુની બારીએથી સાંમેનો સરલ રસ્તો લાંબે સુધી દેખાતો હતો માટે તેણે લાંબી નજર રાખી જલદીજ પોતાના ભરથારને ઉમંગી અને ઉતાવલે કદમે ઘર તરફ પાછો ધસ્યો આવતો જોયો. બીજી થોડીક પલો—અને તે પોતે પોતાના નાધલા નાજુક પગોનાં ફુલ જેવાં હલકાં કદમે સરસર નીચે ઉતરી ગઇ, અને પોતાના મીનુને એસ્તેકબાલ સાંમી જઇ મલી. તે પછી તે ધણી ધણ્યાંણી હાથમાં હાથ મેલવી હસતે ચેહરે ને ખુશાલ દીલે પાછાં ઉપર આવ્યાં, કે જ્યાં આવતાં સાથે મંચીએ પોતાના બાલક બેટા રૂસીને રમતો ઉપાડી લીધો, ને તે ચીસ પાડીને રડયો ત્યાં સુધી તેને પોતાના ખોલામાં ખેલાવ્યો, ઉછાલ્યો, રમાડયો, પેટમાં દાબ્યો, અને મીઠી બકીઓ લીધી!

"મકું મને તો આજે સપરમો દાહાડો સહવાર પછીથી જરા બી સોહવાયું નથી જો, મીનુ," કેટલીક વગર અગતની વાતચીત કરવા પછીથી માંણેકે હોઠ ચઢાવીને કહયું. "શું તમે બી મને દુન્યાને

આએ છેક છેહડે ખુણે નાંખી મુકીછ જો?"

"પ્યારી, ત્યારે તુ હવે કેહવા ને કરવા તે શું માંગેછ?" પોતાના દીકરા સાથની રમત ગમતમાંથી ધ્યાંન કાઢી મીનુએ, જાંણે તેને પોતાની મોહરદારનો આ પરચારો પસંદ ન આવ્યો હોય તેમ, કાંઇક કરાજીથી કહયું.

"તમે જલદી જલદી પૈસાવાલા થાઓ એજ મારૂં કેહવું ને ચાહવું છે," માંણેકે હસીને અરધું મશ્કેરીમાં અરધું ખરાં દીલથી કહયું. "મને અહીં આએ કંગાલ્યતમાં રેહવા ને જીવવા તો બા હવે જરા નથી ગમતું તે હું શું કરૂં?"

"તારા પ્યાર સાથે અહીં વસવાનું મારે મનથી તો એક મોટા રાજાના મેહેલમાં વસવા જેવું છે, ને લખો રૂપ્યાંની મારા પાસ દોલત હોય તેમ હું તો તારા પ્યારા પ્યારમાં સુખી ને સંતોશી છેઉં. તું શું મને તેજ કીસમે ચાહતી નથી?" મનચીએ કરાજીના વધતા ઓછા કડવાસ ને નારાજીથી સવાલ કરયો.

"તમોને ચાહવા ને નહીં ચાહવાની વાતને પૈસાથી સુખી થવાના સવાલ સાથે શું વાસ્તો હોય વારૂં, મીનુ?" માંણેકે અસં-તોષી જવાબ કર્યો; અને મંચીનું મન કાંઇક વધારે ખાતું થયલું જાણાયું.

"મારી વ્હાલી માણેક," તેણે તે પછી ગંભીરાઇથીજ નહીં પણ ગમખારીથી કહયું, "ખોદાને ખાતર તું એટલી અસંતોશી ના થા. તું જાણેછ કે પૈસાવાલો થવાનું મારા જેવા એક મારકીન

મુફલીશનાં કરમમાં સરજેલુ નથી હોતુ. હું હાલ તો એક એનજીન ડરાઇવર છું અને હજી તો થર્ડ કલાસ એનજીન્યરની પરીક્ષા વટીક મેં આપી નથી. એમ કરતાં હુ ગધ્ધાઇ મેહેનતથી ને ખરી ખંતથી કદીને પેહેલા વર્ગમાં પાસ થવાબી પાંમશ તોબી તું જે કીસમે પૈસા-વાલી થવાના ઉમંગ ને ઉમેદમાં જીવેછ તે તારો સ્વપ્નો તો કદીબી સાચો પડવાનો નથી એ સત જાણવાનું છે."

"પણ તમે મને તે દહાડે કેહતાતા કે એનજીનોના સંબંધમાં તમે જે એક નવો સુધારો સોધી કાઢયોછ તે યોજના બાહાલ રેહે તો આપણે નેહાલ થઇ જઇએ તેનું શું?" માણેકે આ એક અતીઘણી ધાતકી નાઉમેદી પેદા કરનારા જવાબથી નારાજ થઇ અરધું રડી દેતાં પુછયું:

"તે નો હું ફક્ત તારી સાથ હસ્યો હતો, વ્હાલી," મનચીએ સમજાવ્યું. "અલબત હું તો હજી ખરાં દીલથી માંનુછ કે મારી યોજના સરકારે અને મીલવાલાઓએ ધ્યાનપર લેવા જોગ છે, ને એ યોજના જો અમલમાં આવે તો બેશક આપણે બે પૈસા ખાટયેબી ખરાં, પણ એવાં તારાં ને મારાં નસીબજ કયાંથી લાગ્યે? વાસ્તે આટલું હાલમાં આપણું જે ગરીબ સંસારે થોડુ ઘણું સુખ છે તેટ લુંબી જો તું સાચવવા ને સંઘરવા માંગતી હોવ તો તુને મારી મજબુત સલ્લાહ છે કે એ હવાઇ ઉમેદોને તારાં મનમાંથી બીલકુલ રૂખસદ આપ."

માંણેકે કશો જવાબ દીધો નહીં. તે નાસ્તો કાઢવાની તૈયારી

કરતી હતી તે કામ આ સલ્લાહ સાંભલતાં ગમગીન ખામોશીમાં તેણીએ કર્યા કીધું.

"હું આએ મારી ગરીબી છતા તારાં સુખમાં સુખી છું, ને તે સુખને ખાતર ચાહુંછ, માંણેક, કે ખુદા મને પૈસાવાલો નહીંજ બનાવે," મચીએ વલી પાછું ખુશ મીજાજમાં આવી જતાં કાંઇક હસીને કહ્યું. "હાલમાં હું એકલોજ તારી આએ મીઠી માનીતી ને મનમોહન મુરતનો પરસ્તાર પુંજારી છેઉ, પણ જો આપણે પૈસાવાલાં થઇને પેહલે વાંધેનાં લોકોમાં ફરતાં થશું તો જરૂર તારા પગ તલેની ખાકનું ચુંબન ચાહવાવાલાઓ ઢગલે ઢગલે તારી પુઠે પડશે, ને તેઓ આએ મારાં શાંત સુખનું સત્યાનાશ કાઢી નાંખશે."

"તમારૂં તો બરી ગયું બધા દાહરાનું એજ રહી ગીયું," રીસાયલી અદાથી તોબી હસ્તે ચેહરે રમુજ કરતી હોય તેમ માંણેકે કહ્યું. "તારો પ્યાર તે મારૂં સુખ છે' એ તો જાણે તમે મોંહોને ગોખી મેલ્યુંચ."

"અને ખરેખર તેમજ છે, માંણેક," મીનુંએ તેણીના બંને હાથ પ્યારથી પોતાના હાથમાં દાબતાં કહ્યું, "તારા પ્યાર વગર હું લખ્ખોપતી થાઉ તે કરતાં તારા પ્યાર સાથે હું મીસ્કીનમાં મીસ્કીન મુફલેસ રેહું એ ખરાં અંતકરણથી મારૂં લખોવાર વધારે ચાહવું છે."

"મરેરે, મીનુ, તમે તો નરો જાણે નાટક કરોછ," માંણેક આ કીમતી સદબોધની અસર હેઠલ હવે જરા વધની જંખવાણી પડતાં ખુશ મિજાજે હસી પડીને ટેબલ બીછાવતાં બીછાવતાં નાખતી કરી બોલી,—અને મીનુ કે જે તેને દીલનાં કેટલી હદ સુધીનાં પ્રમાણીક

જોશથી ચાહતો હતો ને આપણે જોયું ને તેણીનાં આ દીલજીન હસવાથી પોતાનો તમામ કડવાસ ભુલી જઇ પાછો સરેસ્તા પ્રમાણે ખુશાલ બન્યો, ને તે લોકે ને પછી ને દીવસના તેમની ગુજાસને મુકાબલેના નાદર નાસ્તાને બીજી તહરેવાર મનપસંદ ગુફતેગો દરમ્યાન જોઇતો અને પુરતો ઇન્સાફ આપ્યો.

---

## પ્રકરણ ૨ જું.

---

"માકા પેર્સીનો મટલો" નિર્ધન માબાપથી અવતરેલો હતો, પણ તેનાં વાલીઓએ તેને ઉપર કેહવા મુજબ વધતી ઓછી કેલવણી આપવાની કદરદાનીથી કાલજી કરી હતી, અને તે પોતે વલી સ્વભાવીક તેજ બુદ્ધીનો ને ચાલાક ઝેણનો હોવાથી તેણે તેને બતાવામાં અને શીખવવામાં આવ્યું તેથી વિશેશ લાભ મેલવી લીધો હતો એ તો ખરૂં. તે ઇંગ્રેજી સારૂ લખતો ને બોલતો હતો, અને વધારે તો એ કે સાંચાકામ તરફ તેનું મન છેક નાધલી વયથીજ કાંઇ અજબ જેવી રીતે ખેંચાઇને દોરવાયું હતું. તે જે બી 'મશીનરી' જોતો તેનું ઝટ ધ્યાંનથી અવલોકન કરવા પડતો, ને તેમાં કઇ મરતબે લાભકારક સુધારા વધારા થઇ શકે તેની ખંત અને ખુશીથી યોજના કરતો કલાકના કલાક સુધી રોકાઇ રેહતો. એ તેની વલાંણ જોઇનેજ તેનાં વાલીઓએ તેને વગ લગાડીને આ એક મીલના સાંચાખાતાંમાં ગોઠવી આપ્યો હતો, કે જ્યાં તે ઇમાનદારીથી કામ

લાઇ વંચ્યો જતો હતો, અને વલી પરીક્ષાઓમાં રજુ થવા જોગો પોતાનો અભ્યાસ પણ આગલ વધારયો જતો હતો.

પણ એ કીસમે તે નોકરીમાં થર પડયો તેની લગોલગજ તે પરણીને પણ પાર પડયો, ને જુદું ઘર બાર માંડી સ્વતંત્ર થવા પામ્યો હતો. વલી તે જે કીસમે આ આકાશની હુરી જેવી હેરત પમાડનારી એક સુંદરતાને પોતાની મોહરદાર તરીકે જીતી આવ્યો તે પણ એક નહીં ધારેલા સંજોગ માત્રનું પરીણામ થયું હતું. તે એક વખત એક પોતાના દોસ્તને ત્યાં સેહેલગા અરથે વાંદરે ગયો. જ્યાં તેણે એક ગરીબ ઘરના ઓટલા ઉપર ઉભેલી માંણેકને પેહેલવેહલી જોઇ, અને તેણીને જોઇ ને જોઇ તે તેની એ હદ વનાની ને અજબ જેવી ખુબસુરતીથી છક થઇ જખમાયો!

એ જખમ જબુન હતો. તે એ મનોહર મધુરીને-જોઇ તેના તાપમાં બેતાબ થયો ને તેનાં ધ્યાંનમાં બેધ્યાંન બન્યો! તે પોતે પોતાને ભુલી ગયો, અને પોતાની ગરીબી અને ટુક પુંજીની હાલત ને જોખમનો ખ્યાલ વટીક કરવાને થોબવા વના તે એ છોકરી પર રીદા થયો—બલકે ઘેલો થયો! એ ખરા પ્યારનું પ્રબલ થયું. તેનીજ ખરી અસરની એ તાસીર હતી—પ્યાર કે જેમાં પાપ વસતું નથી ને ગલીચીનો એક આલો અવલો ઓલો વટીક પ્રગટતો નથી.

ત્યાર પછીથી તેણે તે છોકરીની ખબર કઢાવી. અને તે બી પોતાના જેવીજ ગરીબ પંકતીની—કોઇ ગરીબ માબાપની અને સારી ચાલચલણની છોકરી હતી એમ ખાત્રી થતાં તેણે તેનાં માત પીતાને પોતાની એ માનીતી ઉમેદવારી કહી મોકલાવી. તેના જવાબમાં તેઓએ તેને મલવા તેડાવ્યો, અને તેની સભ્યતા, ચાલેસાઇ

અને વાત કરવાની અદબ તેમજ હુસ્યારીથી તેઓ જલદીજ રાજી થયલાં દેખાયાં. તે પછીથી તેઓએ તેને ભેદ બાંજીને ખરો ખુલાસો કરયો. તેઓનાં કેહેવા મુજબ માંણેક કાંઇ તેમની પોતાની પેટની દીકરી નહતી. "એ અમારી કોઇ દુરની સગી વગીક નથી," તે બુદ્ધાએ કહયું, "અને અસલ એ કોણનું બચ્ચું હોશે ને એ અતરે કેમ આવવા પાંમી તેનો અમોને એક દુરનો ખ્યાલ વગીક નથી. અસલ બન્યું એમ કે જેમ તમે એ છોકરીને અમારા ઓટલા ઉપર ઉભેલી જોઇ તેમજ અમે બેઉ વર બૈયર એક દાહડે સાંહજે અમારા ઓટલાપર ઉભેલાં હતાં, તેવામાં એક કોઇ જવાન પારસણ કેડપર એક સોહમણાં બચ્ચાંને લઇને આએ અમારાં ઘેરની સાંમેના પોસ્ટના થાંબલામાં એક કાંઇ કાગલ નાંખવા આવી. તેણે તે કાગલ તો નાંખ્યું પણ પછી તે પાછી ફરી ત્યારે તે અત્યંત કાહેલી ફીકરી ને દુખી હોય તેમ દેખાયું, અને વલી તેવામાં તેને તમ્મર આવના જણાવાથી જરૂર તે તુટી પડશે એમ જોઇ અમે તેની મદદે તરત આગલ દોડી ગયાં, તથા ધીરજ આપી પકડી ધરીને અમે અમારા ઓટલાપર લાવી બેસાડી. ખરેખર, જો અમે તેને એટલી મદદ નહીં કરતે તો જરૂર તેનાં બચ્ચાં સાથે તે તે રસતામાં તુટી પડતે.

"તેને અમે ઓટલાપર લાવીને બેસાડી ત્યારે તે બીચારીનો જીવ ચકભમ ફરતો હતો, વાસ્તે અમે ભર ચોપડની જોઇતી દોરા દોર કરી. પણ તે સઘલા તાકીદના ઉપાયો છતાં અમારાં જોતાં જોતાંમાં તે બીચારી એક બી બોલ બોલી શકે કે કાંઇ બી અમોને કહી શકે તે આગમચ તો તેણે ડોક નાંખી દીધી, અને તેનો જીવ ત્યાં ને ત્યાંજ કબજ થઇ ગયો! એ એક અમે જોયું કે ઘણોજ અજબ જેવો ને અતી ઘણો દુઃખભર્યો સંજોગ

અમારે ત્યાં બન્યો. પણ ખોદાનાં કરવા આગલ ચારો કોણનો ચાલે?

"બીચારાં માયનાં પેટ જેવાં અમારાં પારપડોશીઓએ એ વખ્તે અમોને ઘણી મદદ કરી. તે બીચારી બાઇના રૂવાંનને અમે તે પછી તરત ઘેરમાં લાવ્યાં, ને તે લાસપર બરાયલી જુરીના ડાકટરે મત આપ્યું કે તે "હાર્ટ દીઝઝ"થી એમ અચાનુચું મરણ પામી હતી. ભુખમરાથી અને એવાંજ બીજા દુ:ખથી એ દરદ દેખીતી રીતે અચાનુચ જોર પકડી આવ્યું હતું એમ તેની લાસ તપાસતાં પુરવાર થયું, પણ તે એ તરફ કેમ આવી, કયારે આવી, કાંએ આવી, ને કયાં રેહતી હતી તે તો અમારા આખા જીલ્લામાં કોઇ કહી શકયું નહીં—તેની પીછાણવાલું કોઇબી આદમી નિકલ્યું નહીં, ને અંતે અમેજ તે બીચારીનાં રૂવાંનનેબી અમારેજ ત્યાં ઘટતી ક્રિયા કરાવી ઠેકાણે પાડયું છે. અમોને એમ તો અમારાં અજેતાં તજેતાં સગાંવ્હાલાં ને શકિતવાલાં પારપડોશીઓએ એ ધર્મક્રિયા પછવાડે અમોને થયેલો ખરચ અથવા તેનો ફાલોબી આપવા ઘણું કહયું, ને કેટલાંકોએ તો અમારી ખેરખાહી કરીને ઉઘરાણું કરવાનીબી સલ્લાહ આપી, પણ એ પુનનાં કામમાં અમે એવી કોઇબી મદદ કબુલ રાખવાનું, અમો પોતે આટલાં ગરીબ છતાંએ તોબી, ધસીને સાફ નાજ કહયું. અને તે પછીથી તે દહાડેથી તે મરનારનાં બીચારાં નાવારેસ બચ્ચાંને અમોને એજગેબી મલી ગએલી એક નવાજેસ તરીકે, અમારે ત્યાં કોઇબી ફરજંદ નહીં હોવાના સબબે, અમોએજ ઉધાર્યું ને મોટું કીધું, ને તે આએ છોકરી છે."

મંચી આ સઘલી કેફયતથી હેરત રહયો, પણ તોબી તે કેફયતમાં એવું શું હતું કે જે તેની મજકુર માનીતી મુરાદથી

હાથ ફીદાવવા અથવા આંચકો ખાંવાને તેને મનાવી લીએ? એટલા માટે માણેકનાં તે ધરમ–માબાપની અવલ મેહેરબાંની બરી મંન્જુર યાત મેલ્વી તે પોતે એકલો એકાંતમાં તે ખીલતી, શરમથી લાલ થતી અને ઓસકથી મોં છુપાવતી સોહામની ખુબસુરતીને પોતાને મલ્યો, ને તેને પોતાના ભવિષ્યના ભરથાર તરીકે કબુલ રાખવાને પ્યારની જોરેમંદ જબાંનથી આગ્રહ કરી તેને પોતાની પક્ષમાં ફ્તે-હમંદી સાથે સમજાવી અને મનાવી લીધી!

અલબત તેણીના પવિત્ર હાથના ઉમેદવારો આજવેર આવ્યાજ ન હતા એમ કાંઇ ન હતું, પણ આજ તુંલક તેણીએ તેઓમાંથી કોઇને કસી મચક ન આપી હતી, જ્યારે મંચીની આ કીસમની કંઇ અતી જોરાવર ફીદાગીરીએ તેણીનું દીલ તેના લાભમાં જીતી લીધું, અને તે ઉપરથી તેઓ પરણીને એક થયાં હતાં!

તે પછીના પોતાના એ પરણેલા સંસારના અનુભવમાં મંચીએ જલદીજ જોયું કે તેના સુખના સાગરમાં અસુખપણાંનો એકજ કડવો કટરો આમેજ હતો, ને તે માણેકનો અતીઘણો અસંતોષી સ્વભાવ હતો. તે પોતે જાંણે ગરીબ થવાને સરજાઇજ ન હોય તેમ પૈસા તરફ તેનું જીગર અજબ જેવી રીતે ખેંચાઇ રેહતું, ને ગરીબી ને કંગાલ્યતના કડવા અનુભવની તેથી તે જાબજા ફ્ર્યાદ કરતી, કે જે ફીસમની ફ્ર્યાદને લગતી એક ટુંક ટપાટપી આજે—જે પારસી નઉરોઝને દીને એ જવાંન જોડાંને આ વારતાના સદ્દાઓ ઉપર અમારાં વાંચનારાંઓ સાથની પીછાંણ અને હમાજોર કાજે અમો અત્રે રજુ કર્યે છીએ ત્યારેબી થયલી આપણે ઉપર વાંચી આવ્યા છીએ.

---

# પ્રકરણ ૩ જું.

મંચી અને માણેક પરણીને એક થયા પછીથીનાં બીજા વરસની શીરૂઆતમાં તેઓને ત્યાં એક ગુલરૂખસાર બેટાનો બખ્તાવર જન્મ થયો, કે જેને તે હરખાયલાં માતપીતાએ અસલ પેહેલવાંન તેહેમતન રૂસતમની મુબારક યાદમાં "રૂસી"નું મીઠું નામ એનાયત કર્યું.

અને હવે મંચીને લાગ્યું કે પોતાનાં બચ્ચાં જોડેની જંજાલ ને ઘરની જાસ્તી રોકાંણો વચ્ચે મનોહર માંણેક પોતાની એકજ નજીસ એબ-પૈસાના પ્યાર-ઉપર જરૂર કરીને સરદારી મેલવશેઃ પણ નહીં. પોતાના ધણી માટેના પ્યારથી બી અધીક—સૌમાં સર્વોપરી તો એ સુંદરતામાં ફક્ત પૈસા માટેનોજ પ્યાર હતો!

તે પોતાની સુંદરતાની સરસાઇથી સારી રત્તેસે વાકેફ હતી. અને વાકેફ હતી તેથી તે વાતની તુંદી ને તકોઅરી વચ્ચે તે આ પૈસા સંબંધી પોતાની દલીદ્રતાથી કાયર થતી ને મુજાતી રેહતી હતી. તેને વાડી ગાડી ને નોકર નફરોના હવાઇ તુરંગો ને મિથ્યા ઉમેદોથી જાબજા બેજાર થવાનું સૃજીત હોય તેમજ તે એ ખ્યાલો પછવાડે તણાઇ મરતી હતી, જે એકજ દુઃખ મંચીને માટે મહાભારત દુઃખ હતું. તે તેને નાંખી નાંખીને ઘણા પ્યારથી સમજાવતો, અને એ તેણીની એકજ ભુલ ને ખોડ ભાંજવા તે ઉપરાસાપરી જે કરતો ને કહેતો તે વ્યર્થ! એક દીવસ એવી કીસમની તેમની તકરાર દરમ્યાંન મંચીએ તેને અરધું ગમખારી ને અરધું રમુજથી પુછયું, "પણ વારૂ મને કેહે તો ખરી, માકી, કે તું પૈસાને વધારે ચાહેછ

કે મને? જો કોઇ મને યા તો પૈસાને પસંદ કરવાને તુને ખાશ કરીને લલચાવે તો તું શું પસંદ કરે?'

"એ તે વલી કેવો બેહુંદો તમારો સવાલ, મીનુ!" માંણેકે તે હસી કાઢતાં હસી પડીને કહ્યું.

"અને તોબી મને તે પુછવા ગમેછ," મંચીએ બોહસ કરી. "તું મને ખરૂં કેહે, એમ થાય તો તુંને શું ગમે? પૈસા વગરનો મારો સાચામાં સાચો પ્યાર ગમે કે એવા મારા ખરા પ્યાર વગરના પૈસા?"

"હું એવા તમારા એ સરવાંમ બેવકુફીભરેલા સવાલનો જવાબ આપવાનીજ નથી, મીનું," માંણેકે હજી જીકકર કરી. "જે વાત દુન્યામાં કદી બનેજ નહીં તેવા એક બેહુંદા ને બેજા સવાલ જવાબમાં વખત ગુમાવવો બી મારાં મત મુજબ તો હેમાકાત છે."

"અને તે છતાં મારૂં મન રાખવા એકવાર જે તે ખરો જવાબ આપવામાં તારૂં જશે શું?" મંચીએ એ વાતનો પીછોજ મુકયો નહીં,

"ત્યારે તો મારો જવાબ એજ છે કે મનેજ નહીં પણ કોઇ બી નીતીમાન ઓરતને માટે તો પોતાના સીરછત્ર પરણેતરના સાચ્ચા પ્યારના આસરાથી વધારે દુન્યામાં કોઇબી બીજી ચીજ-કોઇ બી મોજ કે કોઇબી સુખ હોએ ને થાએજ નહીં."

આ એક સૌથી લાયક, સૌથી બેહેતર જવાબની મોજમા મંચી ગરક ગયો! એક સ્વરૂપવાંન મોહરદાર કે જેની કદમબોશી કરવાને ધનવાન ઉમરાવો વટીક મગરૂર થાએ તેના પૈસા માટેના હદવનાની લોભ છતાં તેનો ગરીબ પ્યાર તેણીની છાતીમાં કબુલ અને સર્વોપરી

હતો એમ આ જવાબથી તેની ખાત્રી થતાં તે મોજ અને હરખનાં સુખથી આજેજ થયો અને જો થઇ શકે તો માંણેક માટેની તેની ફીદાગીરી. તેનો પ્યાર અને તેની જાંનફેસાંની હજી વધીને બેવડી અને ચોવડી થઇ.

એક દીવસ માંણેકને લગનમાં જવું હતું. મંચીના કોઇ દોસ્તને ત્યાં લગન હતાં તેનાં તેડાં આવ્યાં. ને મંચી તેણીને માટે પેટે પાતો બાંધી ત્રીસ રૂપ્યા સુધીનો ખરચ કરી ઘણાજ દીપતા કલરની એક સુંદર હોજર્વાંની રેસમી સાડી લેઇ આવ્યો. આ સાડીમાં માંણેક કાંઇ એવી તો શોભી રહી કે તેનો ધણીબી તેણીની સુંદરતા જોઇ છક થતાં તે ખુબસુરતીની સ્તુતી કરયા વના રહી શકયો નહીં, અને ત્યારે તેણીનું વધારે ચઢી વાગ્યું. "કાંએજી, હવે ત્યારે તમારી ખાત્રી થાયછ કે સુંદર પોષાક ને ઘરેણાં ગાંહાંથી સુંદરતામાં અતી ઘણો વધારો થાયછ?" તેણે ફ-તેહની મગરૂરીના તોરથી પુછયું. "હવે ત્યારે તમેજ વિચારોની કે જો એવો બધો ઠાઠ કરવા મારા પાસ પૈસા હોય તો હું કેવી લાગું?"

"તો તું મારી આંખમાં આજના કરતાં ઓછી ખુબસુરત દેખાય," મંચીએ વલી કાંઇક નાઉમેદીથી કહયું, "તેવા તારા ઠાઠ સાથે તું બીજાઓની આંખમાં ધુલ છાંટે તે કરતાં તારી આએ સાદાઇ સાથે તું મારી આંખમાં સદા છે એટલીજ શોભીતી દેખાય એવું મારૂં ચાહવું છે."

અને પછી વલી તે લગ્નમાં માંણેકની ખુબસુરતીએ જે ખુશીનો હોકાર મચાવ્યો તેણે તેનું માંથુ બને તો હજી વધતું ફેરવ્યું! લગન હતાં તો ગરીબ ઘેરનાં, પણ ત્યાં તે પરણતા છોકરાના શેઠનું કુટુંબ

આવ્યું હતું, કે જે કુટુંબના પૈસાની ચરબીમાં ચકાસેલા પોરયાઓ આઇગ્લાસ ચઢાવીને મુછના આંકડા મરડતાં સાજનની વખતે તેણીને એક 'પીકચરની અદાથી બારીમાં ઉભેલી અજાયબી ને વખાંણની આંખે એઅદબી વચ્ચે ટીકતા રહયા, ને તેણીને લગતી પરપુછ વટીક કરતા રહયા, જેથી તે પોતાની અસંતોશી હાલતમાં હજી વધારે નારાજ અને અસંતોશી બની! "ફકત જો મારો મીનુ પૈસાવાલો હોતે તો ખરેખર મને કોઇ બી સુખની કોતાહી નહીં રેહતે," તેણીએ ઘણા બલાપાથી મનમાં વમાસ્યું. "જો હું આજે આએ મારી એવી ગરીબીનાં પેહેરવેશમાં હીરા મોતીના દરદાગીના વગર મારી ખુબસુરતી વાસ્તે એટલી અહીં ઓઘારમોઘાર થાઉંછ: તો જો કોઇ સારે ઘેરનાં લગનમાં કે મેલાવડામાં હું પેહરી ઓઢીને જાઉં તો લોક કેવાં અજબ થઇને મારી પરથી મરી ફીટે!"

સારાંશ, એ રીતે માંણેકના અસંતોશ ને મંચીની તેણીને માટેની દીન ઉગે વધતીજ જતી ગજનફેશાનીભરી મોહબત વચ્ચે મહીનાઓ પર મહીનાઓ ગબડી ગયા, કે જ્યારે એક દીવસ તે એકલી પોતાના ઓરડામાં કાંઇ કામ કરતી બેઠેલી હતી તેવામાં ઘરમાં ફેરાઆંતી માટે રહેલા એક નાહના ફીરંગી પોરયાએ આવીને તેણીને ખબર આપી કે 'કોઇ પારસી શેઠ તેને મલવા આવ્યો છે ને હેઠલ ખોતી છે.'

માંણેક ચમકી ઉઠી. તેણીની જીંદગીમાં આ એક અતીઘણો અ[illegible]ઘારણુ ને અજાગબ બનાવ હતો. તેણીનાં આએ એકલાં એકાંતમાં તેને પુછતો ને સોહોઘતો પારસી "શેઠ" આવવો કોણ જોઇએ. તે પોતાની મનોહર ખુબસુરતીમાં ઓશકથી લાલ થતી ને વધારે

મનોહર બનતી સાડીની સોર કરી લેઇ કામ બાજુ મુકી ઝટ નિચે ઉતરી ગઇ.

ત્યાં નિચે દમદબા ભરેલા દેખાવનો અને અઘોર ઉમરનો કોઇ એક પારસી ખોતી હતો. માંણેકે તેને અદબથી ખુરસી આપી બેસાડયો, અને પછી તેની આ મીલાકાતની મકસદ પુછી. "તમે મી૦ મનચેરશાહ માકાપેસીનાં ધણીઆણી થાઓ વારૂં?" તે ગ્રહસ્થે જાણે તેની હદ વનાની ખુબસુરતીથી છકજ થઇ ગયો હોય તેમ તેણીનાં રૂપાલા ચેહરા સમ ધારી ધારીને જોતાં અજાયબીના દરેક દેખાવથી તેણે પુછયું,—અને એક શેઠીઆ જેવા રોબના આ કોઇ અંજાણ્યા પારસીની આ મમતા ભરી પરપુછ તેણીનાં હાલનાં સર કલનાં દોસ્ત આસનાવોની અરધી જંગલી અદાથી એટલી અકસર રીતે જુદી પડતી હતી કે મંચી જેવા એક ગરીબ માણુસની મોહો રદાર થવામાં તેણીએ કાંઇ ખાશ ગુનાહ કર્યો હોય તેમ જવાબમાં તે છોકરી ગભરાઇ, ઓશકાઇ, બલકે તોતરી બોબરી થઇ.

"મારે આએ જગા જોવી છે. આ તમે રેહોછ તે આખી ચાલી ખરીદી લેવાનું મારા જોડે કંટરાકટ થવાનું છે, માટે આએ તમારો નાકેનો ને છેલ્લો જે ગાલો છે તે જો તમો મને જોવાની મેહેરબાનીની રાહે રજા આપશો તો તમારૂં ઘણું હેશાંન થશે," તે પરસીએ કહયું.

"જી, હા, મોટી ખુશીથી," બોલી માંણેકે ઉલટમંદ જવાબ દીધો. અને પછીથી તે તેને લઇને ઉપર ગઇ, કે જ્યાં નાનો રૂસી હમણાં બી તેનાં રમકડાંઓ વચ્ચે રમતો બેઠો હતો.

"ઓલ્લો, આએ ગલગોતો કોણુનો છે?" તેણે રૂસીને હાથમાં ઉપાડી લેતાં ખુશ મીજાજે હસીને પુછયું.

"જી, એ મારો છોકરો છે," માણેકે હસીને જવાબ દીધો.

"કેવા ઉમરાવતોરનો એનો ચેહરો છે!" તે પારસીએ જેમ માણેકનો ચેહરો ધારીધારીને જોયો હતો તેજ કીસમે વલી આએ તેના બેટાનો ચેહરો નીરખતાં બી વધારે અજાયબીમાં છક થઇ ખરાં દીલનાં જોસથી બોલતો હોય તેમ કહયું: અને બોલી માણેક ભુલી ગઇ કે ચાલી વેચતી લેવાની મતલબથીજ આવેલા એક સખસની હપે કામ લેવાનું તો આ પારસીમાં ઘણું થોડું દેખાતું હતું!

"એનું નામ શું?" તે પારસીએ જરા વારે પાછું પુછયું.

"જી એનું નામ રૂસ્તમ છે, અને અમે એને લાડથી "રૂસી" નાં પ્યારાં ને ટુંકાં નામથી બોલાવીએ છીએ," માણેકે સમજાવ્યું.

"અને તમો બેહનનું પોતાનું નામ શું?" તે પારસીએ વલી પુછયું—અને માણેક જોઇ નહી શકી કે આ એવા બીન જરૂરના સવાલ જવાબો હતા કે જેમને તે ચાલી વેચતી લેવાની તે આવનારની અવ્વલ મકસદ સાથે કોઇ એક દુરનીબી નીસપત હોઇ કે થઇ શકે નહીં!

"મારૂં નામ માણેકબાઇ છે," આ છેકજ પાધરા સવાલ જવાબની સ્વભાવીક બોશકથી મનોહર કીસમે લાલ થઇ આવતાં તેણીએ લજવાઇને સાડીની સોડ આગલ ખેંચીને જવાબ આપ્યો. "હું 'માણેકના ટુંકા નામથી ઓલખાવાનું તો વધારે પસંદ કરૂં છું. મારા ધણી તો મને એજ લાડકાં નામથી બોલાવેછ."

અને એ રીતે તે બંને વચ્ચે વાતચીતનુ એક આસાન ગાડું ગબડયું. તે પારસીએ વાતમાં વાત મેલવી તેણીને આગલી પાછલી તહરેવાર પુછી લીધી, કે જે દરમ્યાંનમાં તે જે મતલબ મુળમાં

જાહેર કરીને ઉપર આવ્યો હતો તે મતલબ બર લાવવા જેવું તો તેણે કશું પણ કર્યું કે કહયું નહીં! સારાંશ, તેણીને પોતાને લગતા ને મંચીને લગતા પુછાય એટલા સવાલ જવાબો પેટ ભરતા પુછી ને તે ધણી ધણીઆણીને લગતી એક પુરી માહીતી મેળવી તે પારસી રૂખસદ ચાહતો ઉઠયો, અને તેનાં જવા પછીજ માંણેક તાજુબી વચ્ચે ખ્યાલ કરી શકી કે આ અજબ જેવી મોલાકાતનાં હેઠાંણમાં આ ચાલી ખરીદવાના સબબ કરતાં કોઇ બીજો અને જુદોજ બાએસ ખસુસ કરીને સમાયલો હોવો જોઇએ!

તે શું હોય? તેણી વીચાર કરી શકી નહીં, અને હવે તે પારસીનાં જવા કેડે, એટલા એખલાસથી અને એવી વીગતો સાથે પોતાના ગરીબ ઘરસંસારની સઘલી વાત તેના જોડે કરવાની પોતાની મસ મોટી નાદાનીઅત માટે, મંચીના ગુસ્સા ને ઠપકાનો ખ્યાલ કરીને, તે ભોલી છોકરી ઘણીજ પસતાઇ, ને પછી છેલ્લે તે એજ ઠડાવપર આવી કે આએ એક મીલાકાત પુરતી તેહકીક વના કબુલ રાખવામાં તેણીએ પોતાના ધણીની ઘણી ગંભીર તકસીર કરી હતી, અને તેથી હવે તો તે સાંજે ,ઘેર આવે ત્યારે એ વાત કદી બનીજ ન હોય તેમ તેના સંરીઆમ અખાડા કરી જવામાંજ શાંનપત હતી એમ તેણીએ ચુકવ્યું ને નેકકી કર્યું.

# પ્રકરણ ૪ થું.

---

કામા ખાંનદાન ઘણું પુરાણું છે, અને એ કીરતીવંત ખાંનદાનનો એક ધનવાંન તુરરો શેઠ માંણેકજી કામા તેના વખતમાં લખ્ખોપતીમાં ગણાતો એક માલેતુજાર શેઠીઓ હતો. એ શેઠીઆને ગરીબીનો હુંકાર ને હદવનાની સુગ હતી, અને તેની દોલત જે લાયક રીતે અને ખરેખર લખ્ખોથીજ ગણાતી હતી તેનો મોભો અને ટેક સાચવવા તે પોતાનાં ખાંનદાનનાં માનપામેલાં નામની ગરૂરી માટે કોઇ રીતે ઓછો મુસતાક હતો નહીં. તે ધારતો હતો કે એ ખાનદાનની બરોબરીઆં પારસીઓમાં કદાપી થોડાં થઇ શકે, પણ ચઢીઆતાં તો કોઇજ નહીં!

લોક ધારતાં હતાં કે આવી તુંદ તકોબરી કાંઇ સદા નીભે નહીં, પણ અમો આ તુમાખી તોરના સુગાંત્રા શેઠીઆને અમારી આ નાનકડી વારતાના સફાપર રજુ કરીએ છીએ ત્યાં સુધી તો તેના એ તોરનું તેજ તેના છેક મધ્યાંનમાં પ્રકાશીત રહયુ હતું!

તે પોતાને બરનાં એક ઉંચે વાંધેનાં કુટુંબમાં પરણેલો હતો, કે જે લગનનાં પરિણામમાં તેને ઘર ચાર બચ્ચાંની નવાજેશ થયલી હતી. એ ચારમાં ત્રણ છોકરાઓ હતા, અને એક છોકરી હતી, અને પોતાના બેટાઓના ચેહરા મગરૂરીની મોજથી ભાલતાં તે શેઠીઓ બાપ હંમેશ વીચાર કરતો કે તેની પછવાડે તેની બીસ્યાર દોલત, વાડી વજીફા અને ગાડી ઘોડા ઉપરાંત તેનાં ખાંનદાની નામની એવીજ મગરૂર ખંત સાથે સદા રક્ષા કરવા આ ત્રણ બાહદુર

શુરવીરો તૈયાર થના હતા. ટુકમા પોતાની પેહઢી (નામ) દુબી જવાનો તેને કશો વસવસો કે ભય થતો ન હતો. તે પોતાની મોહરદારને ચાહતો હતો, અને દીકરાઓ પર દેવાનો થતો હતો; પણ તેની ખરી મોજ, ખરૂ સુખ અને ખરો પ્યાર તો તેણે પોતાની એકપુરી નાનલી ને લાડકી બેટી નામે પીરોજામાં ભરી મુકયો હતો.

એ પીરોજા જ્યારે દશ વરસની ઉમ્મરની થઇ ત્યારે તેણીની માતા મરણ પાંમી, પણ તે પછીથી માંણેકજી શેઠે કોઇ બી બીજું ઘર કીધુ નહીં. તે ચાહતે તો કરતે–એટલી તેની હજી લાયક ઉમ્મર હતી, પણ પોતાની મરનાર મોહરદારને સાચો રહેવાની ગરૂરીના તોરમાં તેણે એ વાત સદા ગુસ્સાથી ના કહી.

તે પછી પોતાનાં ચારે બચ્ચાંની તરબીયત ને તાલીમ પછવાડે તેણે પોતે ખાસ ધ્યાન આપ્યું. તેણે પોતાનાં બેટાઓનાં મનપર ઠસાવ્યું કે પોતાનાં બાપદાદાનાં માન પામેલાં નામની નોંક જાલવવી અને પેહઢી દર પેહઢી ઉતરી આવેલી એ મોટી દોલતની રક્ષા કરવી એ એક ખરૂં કીર્તીવંત ને હીંમતવાન કામ કહેવાય, અને તે તેઓનો મુલ સબક અને મુલ ધરમ તેઓએ જાણવો. વળી પીરોજાને માટે તો તેણે સખત કાયદા ઘડી કાઢયા, અને એવી અનેક ભુલભરેલી કીસમે કામ લઇ ખોટી કેલવણીનો એક એવો પાહડ જેવો બોજો તેણે તેણીની ઉપર નાંખ્યો કે તે એ કીસમની જાલમ બંધી ને હાડમારીઓથી જલદીજ કાયર થઇ બેજાર થવા લાગી. છુટાપણું તો તેણીને તેના બાપે કોઇ વાતનું આપ્યુંજ નહીં. પારટીઓ, મેલાવડા, નાટકો એ સઘલાંમાં બૈરાં દેખાવ દે તે સુધારાનો આ સુંગાંત્રો શેઠીઓ એક હરરતો શત્રુ

હતો, અને તે સઘળાંનું પરીણામ એ થયું કે પીરોજા ખરી અને સંગીન કેલવણીના ખરા આશીરવાદથી બીલકુલ બીનમાહીનગાર અને બે નસીબ રહી ગઇ, અને લેભાગુ ને અધુરી કેલવણીને લીધે ઉછાછલી, હુલ્લડ અને અભણ ઉછરી.

પોતાની દીકરીની કેલવણી માટે મડમ માસ્ટરો રાખવાનું વટીક એ ઘસેલા દોસાને ગમ્યું હતું નહીં, અને તેથી જે પુરૂષ શીક્ષકોની તાલીમનો એ બાલક છોકરીને લાભ મલ્યો તેમાં એક છેલ્લા છોકરવન માસ્ટરને તે છોકરીને પોતાને હાથ કરી લઇને પોતાનું દફદર ફીતાડવાનું સુઝી આવ્યું. તે બોલીદરાઝ અને ખુબસુરત હતો અને ભોલી પીરોજાને લાગ્યુ કે પુરૂષ માત્રમાં તે શ્રેષ્ટ હતો! તે શીખવવા આવતો હતો ત્યારે હજી તો તેણીની ઉમ્મર ફકત સોલ વરસની નાદાન હતી, અને ઘરમાના જાપના દરમીઆન તેઓ અરસ પરસ વીચાર આપલે નહીં કરી શકીઆં ત્યારે ચીઠીઓએ તેમને મદદ કરવા માંડી. ટુંકમાં, પીરોજાના આ કમનસીબ ફેજ ઉપર નાંમોસીનો પડદો ઉનારવા એટલુંજ કહેવું બસ થશે કે હજી તો તે પોતે જ્યારે છેક બાલક હતી, અને સારા નરસા વીચાર કરવાની તેનામાં પુરી બુધ્ધી કે કાયનાત પણ હતી નહીં ત્યારે એટલામાજ તેણીના બાપનો "જુલમ" તેણીને ખટકવા લાગ્યો, અને કાઇને એક દુરનો સ્વપ્નો બી નહીં તે કીસમે ઉમરાવ પંકતીના ને બુલંદ ખરતબાના પોતાના ધનવાન અને માનવંત બાપનો તે મુબારક સાહયો તજીને તે પેલા છોકરવન હેમક સાથે સુખી અને સ્વતંત્ર થવાની ઉમેદમાં એક અભાગણી સાહજે નાહસી ગઇ!

અને પરીણામ શું થયું? નાહસભાગનાં એવાં ઉછાછલાં લગનોમાં જે સઘીઆંમ ખાનાંખરાબી અને પરેશાન પાયામાલીનાં પરી-

ણામ આવે છે તેથી બીજું શું હોય? તે તેણીના બાપના પોતા ઉપરના પ્યાર માટે ઘણી મુસ્તાક હતી એજ તેણીની આ મોટી ભુલ નો મુળ પાયો હતો. તે એમજ જાણતી હતી કે બાવા પહેલાં જરા તરા એ લગનની વાત સાંભલી નારાજ થશે, પણ પછીથી તેણીને માટેના તેઓના ઘણાજ પ્યારને લીધે તેઓ જરૂર તેને માફ કરશે, અને સઘલું જલદી સમાધાન થઇ જશે. વલી તેણીનાં જવાથી જે ગરબડ થશે, તેણીનો બાપ બીહલો પડશે અને તેણીની શોધ ખોલની દોડ પોંહચશે તે બધું તેણીના ધનવાન બાપના આવી રીતેના જોરાવર જાપતાને મુકાબલે તેણીને કાંઇ એવું તો "રોમેનટીક" લાગ્યું કે તે ખ્યાલોથી બીહવાને બદલે સાંમી તે ખ્યાલોમાં તે મોજ લેવા લાગી અને છેલ્લે નાહસી ગઇ. તેનો બાપ પાછી તેને ઘરમા ઘાલશે નહીં એવો તો એ મુરખ અને હુલ્લડ છોકરીને એક સ્વપ્નો વડીક પણ થયો નહીં!

---

## પ્રકરણ ૫ મું.

---

પીરોજાના બાપનો ગુસ્સો અનુભવવા તેમજ જોવાનો ખરેખર ધ્રુજરાં પેદા કરનારો હતો! તેણીએ હરતે મુખડે પરણીને તેની ઉપર વલી કાગલ લખ્યું હતું કે 'બાવાજી, આએ મારું કાગલ તમોને મલશે ત્યારે તો મારી મનપસંદગીના વરને પરણીને હું પાર પડી ગયલી હોવશ,' તે સમાચાર તેણે ગુસ્સાથી ચઢી ગયલાં ભવાંએ

વાંચ્યા, અને કકડીને કસમ લીધા, કે જે કસમ તેણે મરતાં તુંલીક પાક વફાદારીથી પાલ્યા!

તે ચાહતે તો પોતાની દીકરીને ચોરી જનાર ચંદાલને મન ભાવતી સજા કરાવી શકને, પણ તેમ નહી કરતાં ફકત પોતાની જણેતી દીકરીનેજ સદાની ઓવારનીવાર કરવાને તેને વધારે ગમ્યું. તે દીકરીએ તેનાં માન પામેલાં ખાંનદાનને નહીં માફ કરી શકાય એવી એબ પોંદચાડી હતી, માટે તેણીંને માટેનો તેનો સઘલો પ્યાર તેટલાજ કડવા ધીકકારમાં ફેરવાઇ ગયો. તેની ગરીબને એ તેની દીક-રીએજ એક એવો જોરાવર ફટકો મારીઓ, કે જેની અગનથી તે સદા બલતો ને જલતો રહયો. તેનો ગુસ્સો તેની ખામોસીમાં, તેનાં અગાધપણાંમાં અને તેનાં અસહયપણાંમાં કેવલ ભયંકર હતો! તેણે કસમ લીધા કે જો એ દીકરી ભુખમરાથી તવલતી છેક મોતને કીનારે આવેલી બી તેના પાસે રોટલીનો ટુકડો માંગવાં આવે તો તેણે તેણીની સાંમે પોતાના સઘલા દરવાજા વગર દયાએ જરૂર બંધ કરવા!

તે લોકેલોક આગલ અને ઘેરેઘેર પોતાની દીકરીની એ હીણ-પસ્તીની વાત ફરીઆદની ઢપે રજુ કરતો રહયો નહી. તેણે જાંણે તેણીનું નાલાયક નામજ પોતાની જબ્બર યાદદાસ્તમાથી ભુલાવી દીધું. જો કોઇ એ વાત કાઢતું તો તેને પોતાના ગુસ્સાથી થથરાવીને તે પાણી ઉતાર કરી નાંખતો, અને દયાના હેતુથી તે વાત કાઢનાર પોતે સાંમો જાબજા પસતાતો અને પરેશાન થતો પાછો ફરતો! તેણે પોતાનાં વીલમાંથી પોતાની વાહલી બેટી પીરોજાનું નામ ગુસ્સા

વચ્ચે સ.નું રદ કરીને છેકી નાખ્યું, અને તે હતો તેમાં પુરો કુજરો, બરીએલ અને એકાંત શોખનો બની ગયો.

તેની ગમખારીનો સુમાર ન રહ્યો. પીરોજા જો મરી ગઇ હતે તો તેને માટે તે પ્યારમાં અને જાહેરમાં શોક કરી શકતે; આ તો થયું એમ કે તેને તેના કરડા કેહર વચ્ચે છુપો શોક કરતો રહ્યો, અને તે તેનુ અંતર વધારે ભેદી નાંખતો હતો!

તેણે એક દીવસ એ પોતાના ગમખાર વિચારો વચ્ચે પોતાના કારભારીને પોતાની પાસે બોલાવ્યો, તેજ એક બઇદુ પારસી હતો, અને એ હાલના શેઠના બાપના વખતથી તે જગાપર નોકરી હતો.

"માકા, તું પેલી મારી હેરેમન દુકતીના હરફ તો ઓલખેછ?" તેણે ગમખારી પેદા કરનારી ગંભીરતાથી તેને કહ્યું; "એટલા વાસ્તે નીચે મારો જે ટપાલ આવે તે ચોકસાઇથી ચીપી ચીપીને તું પેહલાં જોઇ જજે, અને જો તેમા તે દુકતીનું એક બી કાગળ હોય તો તે કાઢી લેવાનોજ નહીં પણ તરત બાલી નાખવાનો તુને મારો ખાશ હોકમ છે તે આજથી ખ્યાલમાં રાખજે."

ત્યાર પછીથી તે મોટા મેહલ જેવા બંગલામાંથી પીરોજાનુ નામ સદાનુ નાબુદ થયું. ફકત માકાનેજ ખબર હતી કે કેવાં કાકલુદીનાં, માફીની કેવી મીનતઝારીનાં ખરા પસતાવાના કેવા હાયઅફસોસનાં કેટલાં બધાં હૃદયભેદક કાગલ પીરોજાનાં આવ્યાં; એ કાગલો આવ્યાની વાત તે શેઠીઆ બાપને કાંને કદી ગઇ નહી, અને જતે તોબી તે એ કાગળો જોવા માંગતે કે વાંચતે એ ખ્યાલજ એજા છે. એ રીતે વરસો વહી ગયાં, અને પીરોજા કયાં અતવાઇ મુઇ તે

કોઇએ કદી બી જાણ્યું નહીં. નોકરનફરોનાં મનમાંથી વટીક તે હીણાં કરમની છોકરી રફતે રફતે તદન ભુલાઇ ગઇ.

પણ એ તુંદી શેઠીઆની તકોબરીનો હજુર છેડો આવ્યો નહીં. "મારા ત્રણ ત્રણ કુલદીપક છોકરાઓ છે," તે મનસે પટપટયો. "તેઓ મારી પછવાડે મારાં માનપામેલાં નામની લાયક સમાલ કરશે."

અને તકોબરીએ કોણને ખોહાર નથી કરીઆ? અઝાઝીલ અને જમશેદ જેવાઓ એ એકજ મોટાં પાપની પરેસાંનીમાં પાયમાલ થઇ ગયા, તો આ એક કમીના શેઠીઆના શું આસરા? તે ત્રણે છોકરાઓ જેઓ ખરેખર ચાલાક અને કુલદીપક હતા તેઓ જવાંનીના જોરમાં અને જોબનના બાહદરમાં જોતાં જોતાંમાં આખર થઇ ગયા! તેઓ ત્રણે બાપથી બજીદ થઇને ચાંદરણાંની સહેલગાહમાં એક રાત્રે દરિઆમાં ફરવા ગયા. અને તે રાત્રે અસાધારણ મસ્તીમાં ચઢેલા તુફાની દરિઆએ વગર દયાના જે કીમતી ભોગ લીધા તેમાં એ ત્રણમાંનાં બે જવાંન હતા! ફક્ત નાનોજ બચ્યો, અને તેને મુસકેલીએ જીવતો ઘરમાં પાછો લાવવામાં આવ્યો!

આ ગંજાવર ફટકાના નહીં વકી રાખેલા અચબુચ આવી પડેલા જોરાવર હાંદેશાએ કામા ખાંનદાનના આ એકજ ગરૂર શેઠીઆને દુ:ખથી તમામ આજેજ અને અધઘેલો કરી નાંખ્યો! તેના જીવ જેવા બ્હાલા બે છોકરાઓની દરિઆમાં કબરવાસ પામેલી લાસ વટીક હાથ આવી નહીં. અને ત્યારે અંતે તેની સઘલી ઉમેદ તેના એકજ છેલ્લા બાકાત રેહેલા આ તેના સાૈથી નાના અને લાડકા બેટામાં તેણે સદાનાં ધ્રુજરાં વચ્ચે ભરી મુકી! તે તેના પર વીલો પડતો, ને મોટો છતાં એખલો તેને કેડે જવા દેતો નહીં, મોડી

રાત સુધી બાહાર તેને રેહવા દેતો નહીં, અને બનતાં સુધી તેને પોતાની આંખ આગલથી વેગલો કરતો નહીં; પણ તેથી શું થાય? ખુદરત તેની તકોબરીની સજામાં તેને વવાંણીને મારવાજ માંગતી હોય તેમ તે છોકરો બી આયદે જીવ્યો નહીં. તેને ઝેરી તાપ આવી અને વીદવાન ડાકટરો જે તેના ધ્રુજતા અને જઇફ બાપે હજારો રૂપીઆ ધુલ મેલવીને ભેગા મેલવ્યા તેઓ વટીક તેને બચાવવાને કેવલ નીષ્ફલ નીવડયા. અને બુઢો માણેકજી શેઠ પોતાના બુઢાપાના ગમખાર ઝુરાપામાં પોતાના વ્હાલાં બાલબચ્ચાંથી સદાનો અલગ અને જુદો થયલો એ રીતે જલદીજ એકલો પડયો!

તેનુ દુઃખ દયા કરવા જોગ હતું. ખોદાના આ મારથી તેનું દીલ ફાટી ગયું, તેનું કલેજું પથ્થરનું થઇ ગયું, અને તે ચીરડાઉ, પાજી અને ઘાતકી થઇ ગયો!

---

## પ્રકરણ ૬ ઠું.

---

એમ છતાં ને સુગાંત્રા શેઠીઆએ ગરીબો સામેનો પોતાનો તોર અને તકોબરી એક લેસ પણ કમતી કરી નહી, અને તોબી પોતાની આસપાસ તે દોસાએ તેની નજર દોરાવી જોયું ત્યારે પોતાની આએ મોટી દોલત અને બોહલી મીલકતો તેણે મુવા પેહલાં કોયને એનાયત કરી જવું તે તેને કાંઇ સુજ્યું નહીં! તે વીસવાસ

મુકી શકે એવું તેનાં વંશવેલામાં અથવા તેનાં લાગતાં વલગતાંમાં તેનું વારેસ થવા માટે તેને કોઇભી લાયક આદમી દેખાંયું નહીં, અને ત્યારે એક દાહડે એ વાતનો વીચાર કરતાં ઘણો ગભરાઇ જઇને તેણે પોતાના વિસવાસુ સોલીસીટર સોહરાબશાહને તેડાવી મંગાવ્યો. તે એ જઇફ શેઠીઆનો સૌથી પુરાંણો સોલીસીટર અને વિશ્વાસુ મિત્ર હતો, અને તેની સાથે તે ઘણો પલોતાયેલો હતો. પીરોજાને છેક એમ નહી ઓવારનીવાર કરવાને માટે એ ભલા સલાહકારે પેહલી હરોલમાં એ તકોબરીઆ શેઠીઆને ઘણો સમજાવ્યો હતો, પણ પોતાની લખ્ખોની દોલતમાંથી એક ખોટું દોઢયું બી ઉચકીને તે છોકરીને આપવા એ ઢાંખરાંએ ધસીને સાફ ના કહી હતી. ત્યાર પછીથી એ સોલીસીટરે આજ વેર તે વાત દાનાઇથી મોકુફ કરી હતી, પણ હવે જ્યારે તેને ખાસ બોલાવી મંગાવીને પોતાના વારેસને વીશેજ આ જઇફ શેઠીઓ તેની સલાહ સોધતો હતો, ત્યારે વધતી ઓછી અનાકાંની પછી તે વાત પાછી ચંચેરવાને તેણે હીંમત એકઠી કરી.

"સાહેબને એક રસ્તો મને સુઝાડવા ગમે છે," તે ભલા સોલીસીટરે સુચવ્યું, "પણ મને ભય છે કે મારો સુઝાડેલો રસ્તો સાહેબને પસંદ આવવાનો નથી."

"તે શું છે?" માણેકજી શેઠે તોરથી પુછ્યું.

"સાહેબને યાદ હોશે કે ગઈ વખતે મેં એ વાત જ્યારે છેડી હતી ત્યારે તમે મારી સાથે ઘણા નારાજ થયા હતા, એમ છતાં તમારૂં ભલુંજ મારે ચાહવાનું છે તો આએ તકે પાછી યાદ આપવાની

મારી ફરજ થઇ પડે છે, સાહેબ, કે તમારી વારેસ થવા તમારી પોતાની એક બેટી હજી હૈયાત છે."

"એ બધું હમબગ છે," તે શેઠીઆએ છછણી પડીને કહયું. "મારે મનથી તે મારી દીકરીને મરી જવાને તો એક જમાનો વહી ગયો !"

"તોબી આપણુને ધ્યાંન કરવું જોઇએ, સાહેબ, કે કદાપી તેંને ત્યાં છોકરાં થવાં હોય ? તેણે તકસીર કીધી છે, પણ તમારાજ વેળાનાં તે બીચારાં ફુલ બચ્ચાંઓ સામને તમારો આએ ગુસ્સો મારાં આધીન મત મુજબ ખરેખર ઘણોજ ગેરવાજીબી ,છે."

આએ છેલ્લી તકરારથી તે શેઠીઆપર ,કાંઇક અસર થયલી જણાઇ. તે પોતાની ખુરશીપરથી એકરાર ઉઠયો, અને ઘણી ઉશ્કેરાયલી હાલતમાં એમ તેમ તે ઓરડામાં વિચારવંત અદાથી ફેરા લેવા માંડયા.

"નીરદોશ બચ્ચાં !" છેલ્લે અંતે તે તુચ્છકારથી બોલ્યો, "હા, નીરદોશ તો ખરાં, પણ બચ્ચાં કોણનાં ? નીચમાં નાચ બુનીઆદનાંજ કેની ? એક કમજાત, કમઅસીલ, કમીનો જે મારી એકની એક બેટીને ચોરી ગીયો એવા એક માહા મુજી ચોરનાંજ કેની ?"

હયાં તેનો અવાજ વટીક ધ્રુજવા લાગ્યો એટલો તે ઉશ્કેરાયો। "તેવાં બેબુનીઆદ બચ્ચાંઓને શું હું અહીં લાઉ ? તેઓને મારાં વારેસ સ્થાપી મારા પુર્વજોનાં પંકાયલાં નામને શું સદાની નામોશીમાં ગીરફતાર કરૂં ? એ વાત કદી બનવાની નથી."

"સાહેબની ઘણી ભુલ છે," તે સોલીસીટરે હજી આગ્રહ કર્યો.

"પારકાં આવીને તમારી દોલત ખાઇ જાએ અથવા તમારા માન પામેલાં અને આબાદ નામનો તમારાં મરણ પછવાડે નાશ થાય તે કરતાં તમારાં એ પોતાનાં લોહીનાં બચ્ચાંને બાહાલ રાખવાનું કામ લખ્ખોવાર વધારે પસંદ કરવા જોગ છે. જરા લાંબો દર્યાફ્ત તો કરોઃ મારા મુરબ્બી? આખર કરે પણ એ તમારાંજ બચ્ચાં કેની? ગમે તેવાં પણ એ બચ્ચાં તમારાજ વેલામાંથી ઉતરેલા છે એમ ના કેહેવાની હીંમત કોણ કરે? હું તો ધારૂંછ, સાહેબ, કે એ બચ્ચાંઓમાં તમારીજ ખાસીયત બલકે તમારોજ ચેહેરો વટીક હોવો જોઇએ."

"ખોદા ખેર કરે," તે બુઢો કમકમીને પટપટયો.

"એમાં કમકમવાનું શું છે?" સોલીસીટરે બઝૂદ થઇને જારી રાખ્યું "કદાચ તમારોજ જાતવન ટેક—આએ તમારોજ તુમાખી તોર અને તમારાં માન પામેલાં નામની નોક જાલવવાની આએ તમારીજ ઉલટ તે બચ્ચાંઓમાં બી એોધે ઉતરી હોય એમ કાંય નહીં બને?"

"પણ સોલીસીટર, તમે એ બધી તકરાર કરોછ." તે બુઢા શેઠીઆએ લગાર ખીજવાઇને કહયું. "પણ તે પોરીને કદાચ પોરીઆં થયાજ નહીં હોય તો?"

"તેજ આપણને અવલ નકકી કરવાનુ છે તો, સાહેબ," તે ભણેલો લાહેર તે ધસેલા ઢાંખરાંને ફેરવી ફેરવીને અંતે રાહ પર લાવ્યો; "આપણે પીરોજાની શોધ કરાવીએ તો જે હોય તે જણાઇ આવે, અને પછી આગલ કામ લેવાનું જે હોય તે આપણને સુઝ પડે"

પણ હજી એ અણુગમી વાત તે તોરતા શેઠીઆનાં ધ્યાનમાં

બરાબર ઉતરી નહીં. તેણે તોર બતાવ્યો! ગુસ્સો બતાવ્યો. "તે ચંડાલ બધી મારી દોલત લુટી ગયો હતે," તેણે લગભગ રડી દઇને કહયું, "તો મને ઓછુ દુ:ખ લાગતે, પણ મારી દીકરીને લઇ જઇને તેણે મારૂં જીગર ચીરી નાંખ્યુંછ, અને તેને હું કદી માફ કરી શકવાનો નથી."

"પણ તેને માફ કરવા સાહેબને કહેછજ કોણ!" વલી તે સોલીસીટરે સમજાવ્યું. "પીરોજાને વટીક માફ કરવા હું તો કેહતો નથી, પણ હું તો આપણી પોતાની મતલબને સર તેનાં ફુલ જેવાં નીરદોશ બચ્ચાંની હીમાયતમાં સાહેબને આટલું સમજાઉંછ."

ટુંકમાં, આવી જોરાવર સમજાવત સામે તે ઘસેલો ઢાંખરો આય દે માહત થયો, અને એકવાર માહત થયો ત્યારે એ સવાલની પક્ષમાં એકદમ ઉશ્કેરાઇને ઘળી ગયો—બલકે આતુર થયો! એ તેની કીસમના ચકાસેલા ચકરમોના સંબંધમાં જે સ્વભાવીક રીતે બનવું જોઇએ તેજ માત્ર બન્યું. સોહરાબશાહ સોલીસીટરે જોયું કે એ અજબ જેવી ઉશ્કેરણી હેઠળ તેના ફીકકા પડેલા જર્દ્દ હોઠ થરથર ધ્રુજતા હતા!

"ચાંલો, ત્યારે, જે કરવું હોય તે જલદી કરી નાખો," તે શેઠીઆએ ઉતાવલ કીધી, અને પછી તેઓ કાંઇ નવો તોર કાઢવાનાં પાટીઆં ગોઠવવા બેઠા. વકીલે જોયું કે પીરોજા ઘર છોડી ગઇ ત્યાર પછી આજ સુધીમાં તેનું શું થયું હોય તેનો તે બુઢાને તો સ્વપ્નો બી ન હતો.

"ઠારૂં, એ બીચારીએ કાંઇ તમોને કાગલ પત્ર લખીઆં હશેની?" તે વકીલે હવે પોતાની તપાસ કરવા માંડી.

"હા, લખ્યાં તો હશે," તે શેઠીઆએ કહયું, "પણ તે કાગળ પત્રો કોઇએ રાખ્યાં નથી."

આ એક મોટી મુશ્કેલી હતી! પીરોજાની બાલ કાઢવી હતી, પણે તેમ કરવા માટે એકે પ્રયોજન મોજુદ ન હતું!

"તે પોરીને મારે ત્યાંથી ગયાને નહીં નહીં કરતાં વીસ વરસ થયાં," તે બુઢાએ હવે કાંઇક નાઉમેદીથી કહયું, "અને હવે ત્યારે આપણુને શું પતો મળવાનો?"

પણ તે સોલીસીટરે તેને ધીરજ આપી.

"હું મારૂ બનતું કરશ," તે સોલીસીટરે કહયું; "તમો સાહેબ ધીરજ રાખજો."

તે દીવસ પછીથી તે તુંદ શેઠયાની તબીએત અજબ જેવી રીતે ફુસ્કેરાયલી રહી! તેની ગુમ થયલી દીકરીનો પતો મલશે કે નહીંજ તેજ ચીંતાથી તે ઝરી જવા લાગ્યો, અને ખાવા પીવાનું વઠીક છોડી દઇ એ અને એજ સવાલ માટે તેણે ખત કરીઆ કીધી!

— — —

## પ્રકરણ ૭ મું.

— —

સોરાબશાહ સોલીસીટરને થોડી અને દમ વગરની બાલ મલી. પીરોજા પરણ્યા પછી પોતાના ટુંક ભંદોલીઆ ભરથારને આસરે

મોહતાજ અને ગરીબીમાં અવતીઆં મારતી મુખઇના જે જુદા જુદા લત્તાઓમાં રહી હતી તેનો પોલીસનાં માણસોની મદદથી તેણે પત્તો મેલવ્યો ખરો, પણ તે પછીથી તેણીના સંબધમાં નવું કાંઇ જણાયું નહીં, અને છેલ્લે અંતે પીરોજાની કયાં આખર આવી તે કાંઇ સમજ પડી શકી નહીં.

ટુંકમાં, તે શેઠીઆને તેના સોલીસીટર સાથે મસલત કરતો તેના મેહલ જેવા બંગલાનાં એકાંતમાં એક દાહડે પાછો બેઠેલો આંપણે જોઇએ છીએ. તે વકીલ ગુંચવાયલો હતો. તે શેઠીઓ દુઃખી દેખાતો હતો!

"ત્યારે હવે બધી આસા મુકી દેવાની છે?" તેણે નાઉમેદીની ગમખારીથી પુછયું.

"મારી પાસ તો હવે ઉપાય નથી," તે વકીલે બી તેટલીજ નાઉમેદીથી કહયું, "સિવાય કે પીરોજાનાં કોઇ કાગળ આપણુને મલી આવે."

"મેં તો કોઇ જોયાં નથી," તે શેઠીઆએ કહયું.

"કોઇ છેલ્લાં કાગલો ઉપરનો પોસ્ટમાર્ક જોયો હોશે ની?" તે વકીલે પુછયું.

"મેં તે કાગલજ અવલ તો જોયાં નથી તેની વાત કરોની!" તે શેઠીઆએ ભાર મુકીને કહયું. 'મેં તો કારભારી માકાને તે આવે તેવાં બાલી મુકવા કહયાં હતાં; જોઇએ તો તેને હાંક મારીને પુછો!'

તરત પાસે ટેબલપર પડેલો એક નાહનો રૂપેરી ઘંટ વજાડવામાં આવ્યો; અને બીજી એકાદ બે પલ પછી કારભારી માકો તેઓની સામે આવી ઉભો.

"માકા," તે વકીલે પુછયું. "તું કાંઇ કહી શકશે કે પીરોજાએ કયારે અને કયાંથી શેઠને લખ્યુ હતું ?" અને માકો તેના શેઠને આ અતી અણગમતી થઇ પડેલી વાત એમ તેની સાંમેજ આજે રજુ થતી જોઇ અજાએબી અને ગભરાતમાં દાચું વકાસી તે બેહુ સાહેબોને ટીકવા પડયો !

"કહી દે, માકા, જે હોય તે." ને ઉપરથી તે શેઠીઆએ તેને ધીરજ આપવાના હેતુથી કહયું. "અમોને એ છોકરીનો પત્તો મેલવવો છે, તેથી એ વાતમાં તું જે જાણતો હોય તે બેધડક કેહે."

"ત્યારે તો મુરબી સાહેબ તમે મને માફ કરજો, પણ મેં એ બીચારી કમનસીબ બાઇનાં એક બી કાગલને તમારો હોકમ મુજબ બાલી કે ફાડી નાંખ્યું નથી," માકાએ હાથ જોડીને કહયું. "મેં જોયું કે પાંચે દહાડે એ કાગળો કાંઇ નહી ને કાંઇ કામના થઇ પડશે, અને તેથી જો કે એ વાતને વીસ વરસ થયાં છે તોબી તે બધાં કાગલો એમનાં એમ અનામત સાચવેલાં મારી પાસે હાલમાં બી તૈયાર છે."

તે બુઢા શેઠયાંની આંખ આ એકરાર સાંભલતાં ખુશીથી ચળકી નીકળી ! "માકા, તું ઘણો દાહયો છે," તેણે તેને સાબાશી આપીને કહયું, "અને એ તારી દુરઅંદેશ દાનાઇને વાસ્તે હું પછી તુંને ઇનામ આપશ."

"માકા, ખરેખર તુને સાબાશ છે," તે સોલીસીટરે બી કહયું. "એ કાગલો એમ હકબંધ સાચવી રાખવામાં તે દાહપણનુજ નહીં પણ પુણનું બી કામ કીધું છે. જા, તે જઇને લઇ આવ."

તે ભલો કારભારી આ સાંભલતાં હરખાતાં અને ખુશાલ જીગરે ને દીવાનખાંનામાંથી બહાર ગયો, અને બીજી થોડીક પલોમાં સુત-

લીનાં આંટાઓથી બાંધી લીધેલું કાગલોનું એક હકબંધ પેકેટ લેઇને અંદર પાછો આવ્યો.

"આએ બધાં તે કાગલો છે, મુરબી," તેણે કહયું "એને કોઇએ આંગલી બી લગાડી નથી, અને એ આવ્યાં તેવાં હું એક એકની ઉપર તે ગોઠવતો ગયો."—એમ કહી તે કાગલ આપી તે કારભારી દાનાઇથી તરત પાછો બાહેર ગયો.

"તમે એ જુવો" તે શેઠીઆએ આંખે આડો હાથ દેઇને કહયું. "અરે દીકરી! દીકરી!" તેણે વીસ વરસે તે અભાગણી દીકરીને યાદ કરીને, હવે પેહલી વાર મોટે સાદે ગમ કીધો,—અને પછી એક પછી એક સોલીશીટરે અનુંક્રમે તે કાગલો ઉગાડયાં અને વાચ્યાં.

તે એક ડાહયો, પાકો, થાવકો માણસ હતો, અને કોઇબી રીતે નરમ છાતીનો આસામી નહીં હતો, છતાં એક પછી એક દુ:ખી પીરોજાનાં તે કાકલુદીનાં અને મીનતજારીનાં કાગલો વાંચતાં તેનું હૈયું ભરાઇ ભરાઇ આવ્યું, અને તેની આંખમાંથી અવારનવાર આંસુઓ ટપકવાં માંડયાં. પેહલાં એક બે કાગલો તો લગાર સાદાં સાધારણ અને રમુજી તોરનાં હતાં. તે લખતી હતી કે 'બાવાજી, હું તમને મેહનત આપ્યા વગર પરણી ગેઇ તેથી તમારે તો મારો ઉપકાર માનવો જોઇશે,' અને છેલ્લે દીલમાં કાંઇબી બુરૂં નહીં માનવા અને તેને જરૂર માફ કરવા અરજ ગુજારી લખેલી હતી. બીજાં કાગલમાં તેના ધણીની દમ બાંધીને તેણે વખાણ લખી હતી. ત્રીજામાં આગલાં બેનો તેના બાપે જવાબ નહીં કરીઓ તેનો પરીઆરો હતો. તે લખતી હતી કે 'હું નથી ધારતી, બાવાજી, કે તમે મારી સાથે

ખરા દીલથી રીસાયા હોવો કે ગુસ્સે થયા હોવો.' તે પછીના કાગલ પર કાગલ મારીની કાકલુદી અને મીનતજારીનાં હતાં, અને પોતાપર કેવું દુઃખ પડતું હતું તેના વલી તેમાં હેવાલો હતા. વલી પછીનાં એક કાગલમાં પોતાને ત્યાં પુનમના ચાંદ જેવા ચેહરાની એક દીકરી જન્મ પામવાના સમાચાર લખેલા હતા, અને તે દીકરીને ખાતર પોતાને હજી બી માફ કરવાને તેણીએ કરગરીને લખ્યું હતું. 'એ દીકરીનું નામ, મારા વાહલા બાવાજી, મેં "માંણેક" રાખ્યું છે.' તે લખતી હતી, 'અને તે જરાકે જરાક અને બામેહુબ મારીજ સબી છે, તેથી જો તમે એને જોશો તો ખરેખર એ તમને ઘણીજ વાહલી લાગશે.'

પછીનું એક કાગલ ભુખમરાની ફરીઆદનું અને પોતાના ધણીની માહા જોખમભરી માંદગીના સમાચારનું હતું. આ કાગલ વાંચતાં તે સોલીસીટરનો આત્મા છેક ઉંડાંણમાંથી ધ્રુજ્યો. કેમકે તેમાં લખ્યું હતુ કે "બાવાજી, મારી પાસે ખાવાની સુકી રોટલીનો એક ટુકડો બી નથી. અરે, તમે જમી ઉઠો પછી તમારી ટેબલ પરનું વધ્યું સધ્યું નહીં તો ટેબલપરનું પડીયુંખડીયું મને એકઠું કરી મોકલાવો, ને તે બી હું તમોને હજારો દુવા દેઇનેજ ખાવશ'

"મારાં ખાંનદાનની દીકરી—મારી પોતાની દીકરી અને આએ રીતે ભુખે કકલીને તે મુઇ!" તે બુઢાએ એક સરદ હાય મારી માથુ કુટીને હવે બલાપો કીધો!

તે પછીનાં એક કાગલમાં વલી તેણીના મરવા સુતેલા ધણીનાં મરણના માઠા સમાચાર હતા. 'હવે તો મારે માથે વાસે ગી કોઇ નથી,' તે લખતી હતી, 'અને મરશ તો કોઇ મને જોનારૂં બી નથી

વાસ્તે ઓ બાવાજી, એટલા પથરની છાતીના તમે ના થાઓ. અને કાંઇ નહી તો મને મરવા દેવાને વાસ્તે તમારા મેહેલ જેવાં મોટાં ઘેરમાં મને આવવા દેવો." સૌથી છેલ્લું કાગલ વાંદરેથી આવેલું હતું, અને તે એવું હતું કે તે સાંભલતાં માણેકજી શેઠ દુસકે દુસકે રડયો. તેમાં લખ્યું હતું કે 'ટીકીટ મારવાનાં એ દોઢીઆં બી નહીં હોવાને લીધે તે કાગલ નોટપેડ મોકલવું પડયું હતું, અને તે અને તેની બેટી દુધના એક ગોત કે સુકા રોતીના એક ટુકડાને વાસ્તે બી તલસતાં રહયાં હતાં!'

આ કાગલ છેલ્લુંજ હતું, અને હયાં તે કંગાલીઅતની કેરી-અતપર ખરા અફસોસ અને દુઃખનો એક સદાનો સીહા પડદો ઉતરતો હતો!

"સાહેબ જો આ છેલ્લુ કાગલ જોને તોબી શું તેને માફ નહીં કરતે?" સોલીસાટરે તે બુઢાના કંગાલ ટેક તરફનો પોતાનો ધીક્કાર ને કમકમાત છુપાવવાની કશી બી કોશેશ કરયા વના પુછયું.

"ખોદા મને માફ કરો," તે ડોસાએ કમકમીને કહયું, "હું મારૂં છું કે હું એ વાંચતે તોબી નહીંજ માફ કરતે."

"મારાં ધારવા મુજબ એ બીચારી વાંદરે હક થયેલી હોવી જોઇએ," તે સોલીસીટરે કહયું.

"શું ભુખથીજ મરી ગઇ હશે?" તે ડોસાએ રડી પડીને પુછયું "ચાલો, ગાડી જોડવાનો હોકમ આપો, આપણે હમણાંજ જઇએ અને તલ્લાસ કરીએ."

તે વકીલે ના કહી. તેણે જોયું કે પીરોજાને ગુજરવા પછીથી હવે તો વરસોબી વહી ગયેલાં હોવાં જોઇએ, અને ત્યારે તે મોટા કસબામાંથી

તેણીની ભાલ એટલી સેહલ મલી આવવાની નથી; એટલા માટે તેણે સુચવ્યું કે તે એખલોજ જાએ તો બરાબર બોલ કરી શકશે, "અને જો મને કાંઇ બી ખબર પડશે," તેણે કહયું, "તો હું તમને તારથી ખબર આપશ."

તે પછીથી તેજ દહાડે તે સોલીસીટર વાંદરે ગયો, અને આંપણે માંણેકની માતાનાં મરણના સાબંધમાં જે જે બનેલું શીરૂઆતનાં પ્રકરણમાં વાંચી આવ્યાં છીએ તે બારીકમાં બારીક વીગતોથી પાપરીની પેરે પૈસા વેરી કલવલે મેલવતાં તે કુનેહબાજ સોલીસીટરને મુશ્કેલ થયું નહીં. ત્યાંથીજ તેને માલમ પડયું કે માંણેક મોટી થયેલી હતી, અને "માકાપેસીના મટલા" નામના કોઇ એક ગરીબ કામદાર સાથે પરણેલી પરેલ તરફની એક ચાલીમાં રેહતી હતી.

---

## પ્રકરણ ૮ મું.

---

પોતાની વકી ઉપરાંત આટલી બધી વિગતો એક તડાકે કલવલે ભેગી કરી શકવા માટે સોહરાબશાહ સોલીસીટર ઘણો ખુશી થયો. આટલું તો નકી થઇ ગયું કે પીરોજા બેહેસ્ત પાંમી ચુકી હતી, અને માણેકજી શેઠની બીસીયાર દોલતની વારેસ થવા એ મરનાર પીરોજાની એક બેટી નામે માંણેક હઇયાત હતી. ફકત અફસોસ એ હતો કે તે પરણેલી હતી, અને તે બી વલી છેકજ ઉતરતી

પંકતીના એક ગરીબ મીલ-મજુર સાથ પરણેલી હતી! હવે તેથી જે કરવાનું બાકી રહયું હતું તે એ હતું કે માંણેકને તેણે પોતે જાતે જઇને મલવું, અને તે ગામડયન તોરની જંગલી છે, અભણું છે, અસ્વચ્છ છે કે કેવી છે તે નજરે જોઇને નકકી કરી લેવું, કે જેથી માંણેકજી શેડે તેને કરી લેવી કે નહીં તે ઉપર તે પોતે વિચાર ચલાવીને એ તોરવંના શેઠયાને લાયક હોય તે સલ્લાહ પછીથી આપી શકે,

એ ઉપરથી માંણેક રેહેતી હતી તે ચાલી લેવની મનલબથી જોવાં માંગતો હોય તે કીસમના ઢોંગ કરીને એ કુનેહદાર સોલીસીટર તે મનોહર સુંદરીને મલી આવ્યો. અને તેણીની છક કરનારી ખુબસુરતી અને તેણીના બેટાની તેવીજ દીલકશ મુખમુદ્રાથી તે અજાબ હેરત થતો પાછો ફર્યો તે સઘળું આપણે આગળાં પ્રકરણોમાં વાંચી આવ્યાં છીએ. તે જેટલો અજાયબ થયો તેટલોજ ખુશી થયો તેણીનામાં અભણપણાનું કે ગામડયન લક્ષણ એકે હતું નહીં "એ જો કુંવારી હતે તો એને અહીંથી લઇ જઇ શકાતે. અને માંણેકજી શેઠના એક સઉથી લાયક વારસ તરીકે એ છોકરી અજાયબીનું એક "સેનસેસન:' જરૂર પેદા કરી શકતે." તે સોલીસીટર નાઉમેદીના બલાપાથી મનસે પટપટયો. હવે ઉપાય ન હતો સિવાય કે તેણે જઇને સઘળો રિપોર્ટ તે જઇફ શેઠયાને કરવો, અને તે પોતે શું કરવા માંગે છે તે જોવું

તે ગયો. તેના તરફથી કાગલ પત્ર મારફતે બી કશાજ સમાચાર હજી તુલક નહીં મલેલા હોવાને લીધે તે ઘરડો શેઠયો હદ વનાનો ઉશ્કેરાઇ રહેલો હતો, તેને તે સોલીસીટરે મલતાં. સાથે

ઘણી ધીરજ આપી, અને પછી તેણે સઘળી બીના તેને બ્યાંન કરીને કહી.

તે હેવાલ પૈસામાં પોખાયલા એ ધનવાન શેઠયાએ થરથર ધ્રુજતાં તનબદને સાંભળ્યો. "તમે કહોછ એટલી બધી શું એ છોકરી ખરેખર ખુબસુરત છે?' તે ડોસાએ બળાપાથી પુછયું: "ત્યારે તો તે ખરેખર એની માય જેવીજ હોવી જોઇએ. પણ ત્યારે સત્યાનાસગીયાં એની એટલી નાંહલી ઉંમરે એને અદરાઇ પરણાવી શાનાં મુવાં? તેનો વર કોણ છે ને શું ધંધો કરે છે?"

"તે એક મીલમાં એનજીનડ્રાઇવર છે, સાહેબ," તે સોલીસીટરે અચકાતાં ને બીહતાં બીહતાં કહયું.

તે શેઠીઆએ કમકમાત અને અગનબળીથી હાથો ઉંચા કીધા "અને એની બઇરી એને ચાહે છે!"

"હું ધારૂં છું કે ચાહતી તો હોશે," તે સોલીસીટરે હસીને કહયું. "બધી પરણેલી બઇરીઓ પોતાના વરોને ચાહે છે એમ હું માનું છું, સાહેબ."

"અને એ લોકનો છોકરો બી તમો કહો છો એટલો તંદરોસ્ત અને ખુબસુરત છે?" તે શેઠયાએ વિચારવંત અવાજે પાછું પુછયું.

"જી, હા, તેમ બી દેખાય છે તો ખરૂં," તે સોલીસીટરે કહયું તે શેઠીઓ એ સઘળું સાંભળી વીચારના એક વમળમાં ઉતરી ગયો. બીડેલા હોઠ અને ચઢેલાં ભવાં સાથે તે બુઢાએ માંથે હાથ દેઇને ઘણો ગંભીર હરીઆફત કીધો, અને પછી તે બોલ્યો, "મારા

બાપદાદાનાં માનપામેલાં નામને મારા વખતમાં બેશક ઘણું બુરૂં પોહચ્યું છે, પણ આજે તો તે બુરાંની બી હદ થઇ જાએ કે એવા એક નીચમાં નીચ બુનીઆદના છેક મજુર વર્ગના હલકા આદમીને હું મારા ઘેરજમાઇ તરીકે મારાં ઘેરમાં બોલાઉં અને આજે મારા બંગલામાં રાખું!"

"ત્યારે હવે તમો સાહેબ શું કરવા ધારોછો?" તે સોલીસીટરે ધીમેથી પુછયું.

તે શેઠીઓ જવાબ આપવા પેહેલાં એકાદ પલ થોભ્યો.

"હું જે દરખાસ્ત કરશ તે તમને ગમશે નહીં, મો૦ સોહ-રાબશાહ, પણ મારો નકકી જે ઠડાવ છે તે હું તમને કેહુંછું, અને મારા બાપદાદાનાં નામનો ટેક રાખવા એ વાતમાં મારો ખોદા ઉતરી આવીને બી મને સમજાવે તોબી હું તેમાં બીજો કશો ફેરફાર કર-વાનો નથી. હું એ માંણેકને ખુશીથી કરી લેઉં, હું તેને મારા બધા પૈસાથી મંજરી મેલું, હું એના દીકરા રૂસ્તમને બી કરી લેઉં, અને તેને મારો વારેસ બી બનાઉં, પણ તે બધું એકજ સરતે થાય, અને તે સરત એ કે એ પોરી પોતાના એ પરણ્યા વરનો પલ્લો સદા સુધીનો તજી દે. તે મરી ગયો હોય તેમજ તેને તે પછી ફરી કદી બી મલે નહીં, એટલુંજ નહીં પણ કોઇ દાહાડે તેનું નામ વટીક લે નહીં. જો એ પોરી એ મારી સરત નહીં કબુલ રાખે તો પછી ભલે મારી દોલત ધરમખાતાંઓમાં જાએ!"

"સાહેબ, એ તો તમે ઘણુંજ ગેરવાજબી માંગોછ," તે સોલીસીટરે હીંમતથી અને ભારથી કહયું. 'વરબઇઅર વચ્ચે એ

જાતની જુદાઇ કરાવવી એ ઘણુંજ ઘાતકી છે. એ ખુદ ખોદાના અને માણસના કાયદાથી ઉંધી ઉલટું ને ઉંધું છે."

"તે જે હોય તે" તુનાખી તોરમાં ભરી રહેલા તે શેઠીઆએ કહયું. "હું તેના ગમાર માતીને મારા જમાઇ તરીકે તો કદી બી બાહલ રાખવાનો નથી."

"ત્યારે તમે તેના છોકરાને કેમ કરી લેવા માંગો છો?"

"કારણ કે તેની નસમાં તો મારાજ બાપદાદાનું અસલ લોહી દોડે છે," બુઢાએ ઉશ્કેરાઇને કહયું. "તેનો આએ બાપ તો બીલકુલ નીચ બુનીઆદનો અને હલકાં ને પરાયાં ખાંનદાનનો છે, કે જ્યારે એ દીકરો તો મારી દીકરીની દીકરીનોજ છે, ને તેથી તેને બેશક હું કબુલ રાખી શકું."

"સાહેબ, તમારૂં કામ પાપી અને અધરમી છે," તે સોલીસીટરે પ્રમાણીક જુસ્સાથી ઉશ્કેરાઇને કહયું, "અને એવી રીતે કામ લેવામાં મદદ કરવાની હું તો સાફ તમને ના પાડું છું."

"તે તમારી મરજી," તે શેઠીઆએ તુચ્છકારથી કહયું, "તમોને મારૂં કામ નહીં ગમતું ને પાલવતું હોય તો ઓછું. બીજા ઘણાઓ મારાં કામપર ખુશીથી જીવ આપવા રાજી થશે. હું તો કેહુંચ તેમજ કરવાનો. જો એ છોકરી પોતાના વરને તજી દેશે તોજ અને તોજ હું એને મારાં ઘરમાં બોલાવશ અને રાખશ; નહીં તો એ મારે મનથી હતીજ નહીં અને છેજ નહીં."

"પણ મારા સાહેબ, તમે દયાથી જરાં દરયાફ્ત કરો," તે સોલીસીટરે કાકલુદીથી કહયું, "કે એ બીચારા છોકરાનો વાંક શું કે

તમે તેને તેની પરણી મોહરદારથી સદા સુધીનો જુદો અને ઓવાર નીવાર કરવાનો જુલમ કરવા માંગોછો? તેની પરણી મોહરદાર તમારાં ખાંનદાંનની નીકળી એજ તેની ગુનેહગારી કેની? તેમાં એનો પોતાનો અપરાધ શું? તેણે આજવેર એ છોકરીને ચાહી, તેણીનેજ વાસ્તે હાડકાં રગડીને તન પટકયું, અને હવે તમારૂં પૈસાનું જોર ચલાવીને એ લોકને છુટાં કરો એ સરીઆમ જુલમાત છે! કોઇએ તમારાં ઓદસ્તનને તેવણની હૈયાતીમાં તમારાથી એજ પ્રમાણે છુટાં કીધાં હોતે તો શું તમોને નહીં લાગતે?"

"તમે ઘણી લાંબી લાંબી ફે ફે કરોછો, વકીલ," તે ડોસાએ મીજાજ ખોહી દઇને ગરમ થઇ જતા કહયું. "મારી લાગણી સાથે તે એક તુચ્છ મજુરની લાગણીઓ તમે સરખાવા માગોછ? એવી નીચ પંકતીના માણસોને એવી નાજુક કીસમની લાગણીઓ હોવીજ શાંની જોઇએ?"

"સાહેબ, એવા બધા તમારા અધરમી બીચારોને વાસ્તે ખોદા તમોને માફ કરે એજ મારૂ ખરાં દીલનું કહેવું છે," તે સોલીસીટરે ગમખારીથી કહયુ.

"તમારી મેહેરબાની." તે શેઠયાએ અનાદથી કહયું. "એવો એક નીચ માણુસને અહીં લાવીને હું મારા બાપદાદાનાં ખાનદાની નામને એબ કદી લગાડવા કે લાગવા દેવાનો નથી."

"એબ તો તમે સાંભી જે લોકો પરણીને ખોદાને બાર એક થયાં છે તે લોકને જુદાં પાડવાનો જુલમ વરસાવીને લગાવશો." તે વકીલે જોસથી કહયું. "મોટાઓ પોતાની દોલતના જોરે ગરીબોને એમ પાયમાલ કરીને કચડી નાંખે તેના જેવું પૈસાનું નજીસ પાપ

બીજું શું થાય? કોઇ એ કમનુર નરમ દાનેબી છુટ્ટાં નહીં કરે, તો તમે તો આએ બીચારાં પરણેલાં આદમી વરબૈયર કે જે લોકો ગરીબ સંસારે એકમેકને ખરાં દીલથી ચાહીને પોતાનાં ઘરમાં કટકા રોટલીથી સુખી છે તેઓને જુદાં અને સદાંનાં દુઃખી કરેવા માંગોછો એ તે કેવો જુલમ?"

"વકીલ," તે શેઠીઆએ હવે જરા હસી પડીને કહયું, "આજે તો તમે જબરૂં બોલ્યા. મારા મોઢાં પર મને સખત તાણાજાંનીથી થથરાવી કાઢવાની આજ વેર ખરેખર તમારા જેટલી કોઇએ હીંમત કીધી નથી. એ તમે બજાવ્યુ તો ખરૂં પણ હવે ઘણાંમાં સવાદ નથી. હું તમને કહી ચુકો છું અને ફરીથી કેહુછ કે તમને માંરૂં કામ નહીં પાલવતું હોય તો હું બીજો સોલીસીટર ખુશથી સોધી લેવશ. હું એક પા કલાક જઇ આઉ તેટલાં વીચાર કરજો. તમે હા કેહશો તો માંણેકને મારી સરતો સમજાવીને મારે ઘેર લાવાનું કામ હું તમોનેજ સોંપશ, અને તમારી મેહનતના બદલામાં હું તમને કાંઇ કમતી આપશ નહીં."

હયાં માણેકજી શેઠ ખામખા ઉઠીને તે ઓરડાની બાહર ચાલનો થયો, અને તે ભલો સોલીસીટર સોહરાબશાહ પોતાના વીચારો સાથે ત્યાં થોડીક પલ એકલો પડયો. તેણે જોયું કે 'હુંના કેહવશ તો આએ ચીકાસવાલું એક કુલ હાથ કરી લેવા સેહેંકડો સોલીસીટરો આગલ પડશે, અને એ જે કેહશે તે હાજી હા કરીને તે લોકો એનું કામ કરી તો આપવાના; તે કરતાં એ મારો તો કાંઇબી આંકોશ રાખશે, વાસ્તે હુંજ એને એ કામ હાલ કરી આપું, અને પછી રહ્તે રહ્તે એને ઠંડો પાડી મનાવીને માંણેકના વરનેબી હયાં હું લાવી શકશ."

એ ઠડાવ મુજબ બીજા પા કલાક પછી જ્યારે તે ધનવાંન શેઠીઓ તે સોલીસીટરનો સેવટનો જવાબ મેલવવા પાછો ત્યાં આવ્યો ત્યારે તેણે કહયું "સાહેબનું કામ હુ મારે માથેજ રાખુ છું—જો કે મારૂં ખરાં દીલનું મત છે કે એ કામ નાકામ જેવું નાપાક અને પાપી છે."

તે પછી ભારી દીલે તે માંણેકને એકાંતમાં મલવાના હેતુથી ગયો. તેના વરની સાંમને આવી અયોગ્ય દરખાસ્ત તે પરણી મોહર-દાર આગલ રજુ કરવાને તેની છાતી ચાલી નહીં. જેથી મચી ઘરમા નહીં હોય તેજ તાકમ સાંધીને તે ગયો.

ત્યાં માંણેક તેની નજરમાં આજે આગલ કરતાંબી લખ્ખો વાર વધારે મનોહર દેખાઇ!

માણેક આગલ તે ચાલી લેવાના હેતુથી આવેલા આ ગ્રહસ્થને ફરીથી ત્યાં આવેલો જોઇ કાંઇક અજાયબ થઇ, કેમકે તેણીએ યાદ કર્યું કે તેની આગલી મુલાકાતની વાત તો પોતાનાં મનમાં કશીબી દગલબાજી વગર તેણીના ભરથારથી તેણીને આજ સુધી છુપાવવી પડી હતી!

"કેમ, જી તમોને પાછું આવવું પડયું?" તેણીએ તેને ખુરસી આપતાં પુછયું.

"મને પાછું આવવું પડયું છે," તે સોલીસીટરે સમજાવ્યું, "સબબ મારે તમો સાથે એકાંતમાં અને અતી જરૂરની એક જુદીજ વાત કરવી છે."

માંણેકનો ચેહેરો એ સાંભલતાં ફીકરથી ફીકકો પડી ગયો.

"તમારે બીહવા જેવું કાંઇ નથી," સોહરાબશાહે તે જોઇ હીંમત આપી કહ્યું. "હું જે સમાચાર લઇ આવ્યો છું તેને સારા ગણવા કે માઠા તે તમારી સમજદારી પર આધાર રાખશે. મને એ પોતાનુ મારૂં કામ ગમતું નથી. હું તો ફકટ ફરજનો માર્યો અહીં આવેલો છું એમ, બેહન, તમારે ખાત્રી રાખવી."

માંણેક આ બધું સાંભળીને વધ્રતી ગભરાઇ ગઇ. આ પારસી કોણ હતો? શું માંગતો હતો? શું કેહતો હતો? તેણીને કશું સમજ પડયું નહીં!

પણ સોહરાબશાહ સોલીસીટરે હવે જલદીજ તેથી તેની આગલ સઘલો ખોલાસો કરયો. તેણે માંડી મેલી સઘલી બીના તેને કહી સંભલાવી, અને તે સાંભલતાં માણેકના ડોલા અજાયબીમાં ફાટી ગયા! તેણીનું આખું તનબદન ધ્રુજ્યું, અને હરખમાં આજેજ થઇ લગભગ તે ચીસ પાડી બોલી ઉઠી, "શું ખરેખર હું એવા એક લખેપતી શેઠીઆની દીકરીની દીકરી છેઉં?"

"જી હા," તે સોલીસીટરે ગંભીરતાથી કહયું, "અને તે શેઠીઆની વારેસ દીકરી તરીકે તેના મેહલમાં બેસ કરવા હું તમને અહીંથી તેડી જવા આવ્યોછ, પણ તેવણ સાહેબ તમારા સાથે તેમ થાય તે પેહલાં એક સરત કરવા માગે છે."

"એક સરત?" તેણીએ હરખથી હસી પડીને કહયું, "એક હજાર સરત કરો ને તે હું બધી ખુશીથી કબુલ રાખશ. અરે મને તો ખુદરતીજ ખતકો થયા કરતો હતો કે આવી આએ કંગાલીઅ-તમાં અહીં સબડયા કરવાને માટે હું જન્મીજ નથો, અને ફકત એક એજ વાતની અમો વરબાઇએર વચ્ચે હંમેશની પંચાંતી થતી

આવેલી છે. ત્હેજ જોવોજી કે મારી નસમાં એવું ખાનદાની લોહી દોડે ત્યારે આએ ગરીબાઇમાં અવતીઆં મુકવા મને અહીં રેહવા નહીં ગમ્યું તેમાં અજાએબી શું છે? પણ વારૂં પેલી તમારી સરત શું છે, કેહો ની?"

"તે સરત ઘણીજ ઘાતકી છે, બાઇ," તે સોલીસીટરે દુઃખથી કહયું. "એ તમારા મોટાલોક મોટાબાવા ઘણાજ તુમાખી તોરના ને મગરૂર છે, અને ગરીબોને વાસ્તે તેવણ ભારી સુગ ધરાવે છેઃ એટલા વાસ્તે તમે તમારા નીચ બુનીઆદના ગરીબ વરનો પલ્લો સદાનો તજી દેવો, તોજ તેવણના મેહલમાં તેઓના વારેસ તરીકે તમો ને તમારો દીકરો આવી શકો એમ સરત છે."

માણેકની આંખમાં એ સાંભલતાં ભારે ગુસ્સાનાં ચમકારા પ્રગટી નીકળ્યા! "શું હું મારા ધણીને સદાનો તજી દેઉં?" તેણીએ ભારી ફ્રકરાતથી કહયું. "મને રાણીનું રાજ મલતું હોય તોબી નહીં તજું! તેવણ મને કેહવા ચાહેછ તે મોટાબાવાને શું ખબર હોય? તેવણ બીચારા મારા વગર થોડા દાહાડામાંજ ઝુરપંજર પડીને જરૂર મરી જાએ."

"બાઇ," તે સોલીસીટરે ગંભીરતાથી કહયું, "તુને લખ્ખો સાબાસ છે! હું ચાહુ તે અને તેવોજ દલેર જવાબ તે મને આએ આપ્યો છે. અલબત મોટા શેઠ ઘણા જીદ્દી હોવાથી તારો એ જવાબ સાંભલીને પોતાની દોલત ધરમખાતાંઓમાં આપી જશે, તે તુંને એક ખોટું દોઢીયું બી પરખાવશે નહીં, તોબી તું કેહે તો એક વખત ફરીથી તારો સેવટનો જવાબ લેવા હું આવી જવશ, વાસ્તે તું વીચાર કરી મેલજે."

"તમારે એવી બેહુદી દરખાસ્ત લેઇને અહીં મને લલચાવા આવવુંજ નહીં હતું," માણેકે ઘણો ગુસ્સો કરીને કહયું. "એવણ

પોતાનાં મનમાં ચાહે શું પીતા હોશે? મારો ધણી બીચારો મારા પરથી મરી મરી રીતેછ તેનેજ હું એવફા થાઉં ને મરતાં સુધી ભુલી જાઉં? તમે જતા રેહજો, અને ખોદાને વાસ્તે એ મોટાં પાપમાં મને લલચાવવા મારે ઘેર આવતા ના."

"તે તારી મરજી. બાઇ," સોલીસીટરે કહયું, "પણ કદાચ તું તારો વીચાર હજી પછી ફેરવે તેથી આજથી બરાબર એક મહીનો રહીને તારા સેવટના જવાબને વાસ્તે મારી ફરજની રાહે હું અતરે એક ફેરો લઇ જવશ; તેટલાં મારી તને ભલામણ છે કે આએ મારી મીલાકાતની વાત તું તારા ભરથાર આગલ કરતી ના,"–અને બીજી પલે તે સોલીસીટર ઉઠીને ચાલતો થયો!

---

## પ્રકરણ ૯ મું.

---

તેજ પ્રાંહજે પોતાનાં કામ પરથી ફારેગ થઇને સરેસ્તાંનાં ખુશાલ દીલે ઘેર પાછો ફરવા પછી માંણેકનો ભરથાર મંચી અજાયબોના એક દરિયાવમાં ગરક ગયો! તેની મોહરદાર રોજની ફીસમે આજે હસ્તી, બોલતી, ખેલતી ઉલટમંદ હતી નહિ! એ કેમ? તે આજે હદવનાની ઉદાસ, ફીકકી, અને એક પારધીની જાલમાં પકડાયલાં એક લાચાર પંખેરાંની અદાથી થરથર ધ્રુજતી હતી. રોજની માફક આજે તેની ચા તઇયાર ન હતી, નાના રૂસીને બી રોજની પેઠે આજે હાથ મોઢું ધોઇ બાળ સફા હોરીને તઇયાર કીધો ન હતો

અને જ્યારે એ બધાંનો સબબ ઘણી અજાયબી વચ્ચે તેને તેણે સરેસ્તાની મોહોબતથી પુછ્યો ત્યારે જવાબ દેવાને બદલે તેની છાતીમાં માથું ખોસીને તે સુંદર છોકરી આંસુઓનો એક દરયાવ રડી !

"તું એમ શું કરેછ જો, પ્યારી ?" તેણે કાકલુદીથી કહયું. "મને તારાં દુ:ખનો સબબ કેહે, નહીં તો કે પાછી તરત ખુશાલ તબીયતની થઇ જા ? તુને મોતી સમાન આંસુ ખેરવતી જોઇને મારૂં જીગર બળી જળીને ખાખ થઇ જાય છે તે તું કેમ જોઇ શકે છે ? તને કાંઇ ખાસ દુ:ખ છે ?"

તેના એ પાધરા સવાલનો સિધો જવાબ તેણીએ કશો દીધો નહિં, પણ મંચીનું મન મનાવી લેવાનું કેટલુંએક તેની તારીફનું તે બોલી, અને મંચીનો એ પાધરો સવાલ ઉડાંવ્યો.

બિત્તરે તેણીનું જીગર ચિરાઇ—ફ્સાઇ–કપાઇ જતું હતું ! પૈસા માટેનો પ્યાર તે નાસમજ છોકરીનાં મનમાં કેવો સદાનો સર્વોપરી હતો તે આપણે સવિસ્તાર આગલ વાંચી આવ્યાં છીએ, માટે વાંચનાર સેહેલથી સમજી શકશે કે દોલતનો દરગ હવે મોં આગલ હોવા છતાં પોતે એક ગરીબ વરને પરણેલી હોવાની તકસીરની સજામાં તે દોલતથી બેનસીબ રેહી જતી હતી તેનું તેને હાલમાં અસહ્ય દુ:ખ થતું હતું. આટલી દોલત, આટલું જર ઝવેરાત, વાડી, ગાડી, નોકર નફરો એ સઘલું તેના ધણીને લીધેજ તેને જતું મુકતું પડતું હતું તેના ઉપરાસાપરી ખ્યાલોથી તે બેજાર અને અધઘેલી બની જવા લાગી, અને એ સબબોથી તેનું હાલનું આ અતી કંગાલ ઘરબાર અને તેને લગતું સર્વસ્વ, તેણીનાં પોતાનાં જીવતર સુદ્ધાં, બસ ફક્ત આજના આ એકજ દાહડામાં તેને અકારૂં ઝેર જેવું થઇ પડયું.

તેણીનો અફસોસ એ હતો કે પોતાનાં ધણીને સઘળી ખરી હકીકતથી વાકેફ કરી દેવા તેની હીંમત ન ચાલતી હતી, અને એમ કરતાં તે ધણીનું તેના પ્રત્યેનું ખરું વાહલ તે યાદ કરતી અને વિચાર કરતી ત્યારે તેનાં ગરીબ ઘરથી નાસભર થવાની પોતાની તકસીર માટે તે બાનેનમાં એટલી લજવાતી અને એવી પસ્તાતી કે વગર માંગવે તરેહવાર તેના ઉપર પ્યાર કરીને તે તેને રીઝવતી. અને પોતાનાં ભીત્તરનું સાચ્ચું દુખ તે બાહેરના ખોટા દેખાવોમાં દુબાડવા ને ભુલાવાનાં બ્યર્થ પ્રયત્નો તે કરતી!

એ રીતે અઠવાડવાંઓ વહી ગયાં, અને મનની રોજની એ ચાલુ ઉસ્કેરણીઓ હેઠલ તે તનમનથી ખવાતી ચાલી. તેણીનું ખુબસુરતીનું તેજ ઉડી જવા લાગ્યું, અને તે સરયામ કાહેલી બની ગઇ. તે કોઇ મકકમ ઠરાવની અબલા નહીં હતી તેથીજ તે એટલી હેરાન થતી હતી. ખરા પ્રમાણીક અને ઉમદા હેતુઓની તે અબલા હતે તો પોતાના ગરીબરા ધણી માટેના સાચ્ચા પ્યારને ખાતર એ કીમતીમાં કીમતી ભોગ અપી દઇને તે સુખી ખ્યાલો ઉપરજ ખુશીથી જીવતે ને સામું આંગ લેતે; આ તો જ્યારે તે પોતે પોતાનું મન મનાવતી હતી કે એ ભોગ તે ખુશીથી આપતી હતી ત્યારે તેમ કરવા તે ખરેખર મુતલગ ખુશી નહીં હતી, જેથી ધનવાંન થવાની એ સોનેરી તક ખોહી બેસવા બાટે તે લગભગ પસ્તાતી હતી અને હૃદયમાં ધચુપચુ થતી હતી! તેણીનો ભરથાર એ સઘળી તેણીની બેચેની જોતો હતો, પણ તેનો ખરો ભાવાર્થ નહીં જાણુતો હોવાને લીધે તેણીનાં એ રોજનાં વધતાં જતાં કાહેલીપણાંનું કારણ માત્ર તેણીને: સદાનો અસંતોષ છે એમ જાણી તે બાબજ દુ:ખી થતો હતો.

તેણી પેલા સોલીસીટરના પાછો આવવાના દાહડાની કાગને ડોળે વાટ જોતી હતી. તેણીએ તેને જોકે આવવા સાફ ના કહયું હતું તોબી તે આવે એમ ચાહાવાને તેનું મન અંદરખાનેથી વધારે લલચાતું હતું. તેણે એક મહીના પછી જવાબ લેવા આવવાનું કહયું હતું, અને એ મહીનાની અવધ લગભગ પુરી થવા આવેલી હોવાથી તેનું હ્રદય જાથુક ચટકફટક થતુ રહયું હતું. તેણીએ જોયું કે હવે જે વખત જાય છે તેમાં યા તો તેણીએ પોતાનાં ભરથારનાં વ્હાલ વગર ધનવાન થવાનું હતું, અથવા તો તેના તે વ્હાલ સાથે હમણાં હતી તેવીજ ગરીબીમાં સદા અવત્યાં મારતી જીવવાનું નકકી કરવાનું હતું!

પેલા હાથપર સોહરાબશાહ સોલીસીટરે જઈને માંણેકના શેઠયા મમાવાને જે બન્યું હતું તે બ્યાન કરીને કહયું. તેણીએ ગુસ્સાના તોરથી પોતાના ધણીને મુકીને તેના મેહેલમાં મોજ અને રાજ કરવા જવા સાફ ના કહયું હતું તે બધુ વધતી ઓછી સહરાગતના ભાર સાથે તેણે તેને કહી સંભલાવ્યુ, અને ત્યારે તે ડોસો તેના જવાબમાં ખુશીથી મલકાઇને મુંછમાં હસ્યો.

"ત્યારે હું ઠગાતો નથી," તેણે કહયું. "એ છોકરીમાં મારાં કામા ખાંનદાનનો અસલી તોર ને ટેક મારી પીલી મારફતે દેખાઇતો ઓધે ઉતરેલો છે, ને તે મને ગમે છે. તે અહીં આય દે આવશે એમાં શક નહીં. હાલ એ ફકત પોતાના ધણી તરફ વફાદારી બતલાવવાનાં બાહાણુંથી મચકાય છે—બીજું કાંઇ નહીં. હવે આપણે એક તાલ કરયે. સોહરાબશાહ, તમે એ છોકરીને વીચાર કરવાની એક મહીનાની અવધ આપી આવ્યા છો એબી ધણું નેક કીધુ.

એ એક મહીનાનાં દરમ્યાનમાં એ પોરી મન મારી મારીને તે કેટલું મારશે? હવે તેથી તમારે કરવું એમ કે એ મહીનાની અવધ પુરી થતાંજ તેને તમોએ જઇને મલવું. અને ફકત આંઠ દાહાડા મને મલવા આવવાનું કહીને તેને અહીં તમારી સાથે તેડી લાવવી. તેને કેહેજો કે તું અહીં નહીં ગમે તો પછી આઠમે દાહાડે બેલાસક તારા વરને ઘેર પાછી જજે. એમ તાલ કીધાથી એ જરૂર આવશે, અને આવશે તો વરને ઝારૂ મારીને પછી એ સદા હયાંજ રેહેશે એમાં સંદેહ નથી. પૈસાનાં જોરે આપણે તેને અહીં એવાં સુખમાં દાતી નાખશું કે ફકત એ આંઠજ દીવસમાં તેણીના કંગાલ ધણીના ચેલીપરના નજીસ ઓરડાનો ખ્યાલ કરતાંજ તેણીને ઉબક આવશે! તમારે તેના દીકરાનેબી સાથે જરૂર લાવવો—ભુલવું નહીં, પણ તેના વરને ચોખ્ખી ઝારૂ મારવી. તે ગીયો જાહાનમમાં. તેની કીસમના પીઠે પીઠ ભટકનારા અને ગલીએ ગલીએ રખડનારા બેશુન્યાદો સાથે આપણને કામ શું છે?"

સોહરાબશાહ સોલીસીટર તે ઘસેલા ઢાંખરાનું આ સઘલું આપ સ્વારથી તાહેનું ખરાં દીલના પ્રગટ કમકમાત વગર સાંભલી શકયો નહીં. એમ છતાં તેણે જે કહયું તે ઉપર સખ્ત તાબેદારીથી અમળ કરવાનું તેણે પ્રોમીસ કરવું પડયું, અને તે પ્રોમીસની રાહે ટાઇમ પુરો થતાં તે માંણેકને ત્રીજી મરતબે મલવા પરેલ ગયો, અને આ વખતે ગયો ત્યારે મોટાશેઠની બે તેજી ઘોડાની બ્રોહામ જોતરાવીને તે માંણેકને લેવાજ ગયો.

માંણેક તેને જોઇને નાઉમેદીથી ચીસ પાડી ઉઠી! તે પોતાની નબલાઇ જાંણુતી હતી, માટે આ લલચાવનારો પારસી કે જેની

ખરેખર તો તે વાટ જોઇ બેસી રહી હતી તે હવે આવ્યાથી તેણીના રૂડા દહાડાવો ટકી શકવાના નથી–તે નાહિંમત. નાસબર ખ્યાલોથી તેને જોતાં ગાથે ને ચીસ પાડીને ચમકી ઉઠી.

"હું તો ફક્ત તમોને આંઠ દહાડાનું તેડું કરવા આવ્યો છું." તે સોલીસીટરે ગભરાઇને કહયું. "તમારા મમાવા કહે છે કે તમોને ત્યાં ગથુક રેહેવા નહીં ગમે તો તે વાતનો ફેસલો પછી થશે, પણ હાલમાં તો તમો નાના રૂસીને લેઇને એક આંઠ દહાડાબી આવીને તેઓને મળી જાઓ."

"અને મારા વર?" તેણીએ ધ્રુજતા હોઠોથી પુછયું.

"તેવણ નહીં; આવો તો તેઓને તો મુકીનેજ તમોને આવવું જોઇશે." તે સોલીસીટરે ભાર નાંખી કહયું.

"મને આવવા તો ગમેછ," તેણીએ હવે એકદમ ઉલટમંદ કહયું, "મેં આ કંગાલ્યતમા અહીં પડી રહીને પૈસાવાલાઓની દુન્યા તો કશીજ નથી જોઇ. મારા મોટાબાવાનો બંગલો શું ઘણો મોટો છે?"

"તે માહાલક્ષ્મીમાં દર્યાને મુખડે ઉચી હીલપર એક મોટો મેહેલ છે." અને તેણીના મમાવાની બેશુમાર દોલતનો તેણીને કાંઇ ખ્યાલ આવે એવું કેટલુંક તે સોલીસીટરે તેને હયાં કહયું, કે જે સાંભળતાં તે છોકરીનું મગજ ચકભમ થઇ ગયું.

"અને મારા વર જવા નહીં દેશે તો?" તેણીએ ફિકરમંદ પુછયું.

"તે તો બા તમે જાંણો," તે સોલીસીટરે કહયું. "અલબત જવા પેહેલાં તમોએ તમારા વરની રજા તો લેવીજ જોઇશે?"

"મને જવા તો ઘણુંજ ગમેછ," તેણીએ લલચાઇને પાછું કહયું "હું ફક્ત આંઠજ દાહાડા જવશ અને જઇને જરૂર પાછી આવશ. તમે મેહેરબાની કરીને હમણાંજ મારા મંચીને મલો અને સઘલી બીના તેવણને કહીને મને લઇ જવાની તેવણ પાસ જરૂર રજા મેલવો; પણ મેહેરબાંની કરીને તેવણથી મારા મમાવા સુગાય છે તે વાત તેવણને બીલકુલ જાણવા ના દેના,—"અને આટલું બોલતાં તે ઘણી ફીકકી પડી, અને ઘણી શકતીથી ઘણું મન મારી મારીને તે એટલું બોલતી હોય તેવું દેખાયું!

"જો તમારા વર જાંણે કે તમારા મમાવા તેનાથી સુગાય છે, અને તમો એક માય દીકરાનેજ પોતાને ત્યાં રાખવા ને કરી લેવા તેડે તો તેવણ તમુને જવા નહીં દે વારૂં?" તે સોલીસીટરે પુછયું.

"ખચ્ચીતજ નહીં," માંણેકે ઘણી ઉદાસીથી કહયું.

"કાંએ?" તે સોલીસીટરે પુછયું.

"કાંએજે એવણ જાંણે કે ત્યારે તો હું જરૂર પાછી આવશજ નહીં."

"પણ તમે પોતે તો પાછાં આવવાનાંજ છેઓ કેની?"

"અરે હારે," માંણેકે કહયુ, "હું તો ફક્ત આંઠજ દાહાડા જવા માંગું છું. એ પૈસાવાલાંની દુન્યા કેવીક છે તે જરા જોઇને હું તો બીજા આંઠ દાહાડામાં જરૂર પાછી અહીં આવતી રેહવશ. મારા ધણીને બીચારાને વાપર વખાતા નાંખીને હું કાંઇ ત્યાં એખલી મોજ કરવા રેહું બેહુ નહીં.

અને એમ છતાં મંચીને મલવા મીલ તરફ જતાં તે જમાને ખાધેલ સોલીસીટરે મનમાં નક્કી વિચાર્યું કે આ પોરીનાં પાણી હવે મરી રહેલાં છે! તે ધણીના ચાહાને ખાતર પાછી આવવાની ખરાંપણાનાં દખીતાં જોસ સાથે લાંબી લાંબી લભાંશ હાંકતી હતી ખરી, પણ તે સગળું ખોટું અને પોકળ હતું. અફસોસ કે એક ઓરતનો પ્યાર બાજે વખત એવો તકલીદી જુઠ્ઠો અને દગલબાજ થઇ શકે છે!

---

## પ્રકરણ ૧૦ મું.

---

તે સોલીસીટર મારફને તેની મોહોરદાર પારસીઓમાં એક સૌથી પેહેલે વાંધેનાં ધનવાન અને આગેવાન કુટુંબની છોકરી હોવાની ચોંકાવનારી વાત સાંભળીને ગરીબમંચી અજાયબીથી ફાતી ગયો, અને તે ગાંડા હાથથીની અદાથી તેને ધસડનો તરન પાછો ઘેર લઇ આવ્યો, જ્યાં આવી સુખ દુ:ખની મીશ્રીત લાગણીઓથી તે લગભગ રડવા જેવો થઇ ગયો!

"માંણેક, ઓ મારી વ્હાલી માંણેક," તેણે આગલ ધસી જઇને કહયું, "એ કોણે ધારયુંતુ? આએ તારૂં કેવું બુલંદ તાલે!"

"હું તમારી બેયર છું, વ્હાલા મંચી," પદ્માંમણી માંણેકે છાતીએ હાથ આપ્યો, "અને તેથી મારૂ સારૂં નસીબ તે તમારૂંજ સારૂં નસીબ જાણવું."

"હા, પણ જેની," મંચીએ ગભરાયલા, ફુગલાયલા અવાજે કહયું. "તારા મમાવા તો તુને એખલીનેજ રુસી સાથે બોલાવે છે! મને તો તેડાવતા બી નથી?"

"હા, તે તમુને પછવાડેથી તેડાવાના હોશે," માંણેકે સમજાવ્યું. "કદાચ તમારી મીલની નોકરીને લીધે હમણાં તમને નહીં તેડાવ્યા હોશે."

"હા. પણ તું મારા વગર જશે કે?" મંચીએ શકાશીલ પુછયું. "વાહલી. મને પૈસાની પરવાહ નથી, તારા પ્યારની મુકાબલે હું કરોડોને ઠોકરે મારશ, પણ મને બીહક લાગે છે કે રખે તારો પૈસાવાલો મમાવો હું ગરીબ છેઉં તેથી મને હીણીને મારા પરથી તારો મનઉતારો કરાવે."

"અરે કાંઇ ખોદા ખોદા કરો, માહરા વાહલા," માણેકે ઠગાઇભરી સમજાવતથી કહયું,—અને એમ છતાં તેના આટલા બધા પ્યારથી તેનુ ભીત્તર માંહેલે ભેદે ધ્રુજવા લાગ્યું. મંચી તો એક સરયાંમ દેવાનાનીજ અદાથી તેના પગ પાસે ગુઠણ પર પડયો, તેના હાથો લઇને પોતાની આંખમાં દાબ્યા, અને તેણે રડીને તેને વીનતી કરી કે તેને ઓવરનીવાર કરીને તેણીએ જવુ નહીં. "તું જાણેછ, માણેક, કે હુ તારા વગર જીવી શકવાનો નથી," તેણે કહયું. "મેં તુંને ઘડનાં ઘડથી કેઇ રીતે ચાહેલી છે તે તો તું જાણેછ, વાસ્તે તારા વગરની મારી દુન્યા મને સીહા સુની ને અંધારી લાગશે, તેથી હાથ જોડીને માંગી લેઉંછ કે મોટે ઘેર જઇને તું તારા ગરીબ વરને ભુલી જવાની નીમકહરાંમી ખોદાને ખાતર ના કરતી."

"નહીં, મંચી, કદી નહીં," માંણેકે જોસથી કહ્યું, 'તમે સદા મને પ્યારા છેઓ અને રેહેશો."

એ સાંભળી મંચી તે સોલીસીટર તરફ ફર્યો અને કહ્યું. "જુવો, સાહેબ, તમે સાક્ષી રેહજો. હું ગરીબ છેઉં તોબી એ છોકરી મને ખરાં દીલથી ચાહે છે, અને આખી દુન્યાની દોલતને ખાતર બી એને મારા પાસથી લઇ લેવાનો તે તમારા મોટા શેઠને કાંઇજ હક નથી."

"બરાબર છે." તે સોલીસીટરે ટુંકમાં અને મોગમમાં કહ્યું, કે જ્યારે તે મનસે પટપટયો, "ખોદા આવી એક એકદર બૈરીને બસ આટલો બધો ખરો પ્યાર બરબાદ થતો બચાવો!"

"તું કયારે પાછી આવશે?" મંચીએ કાકલુદીથી પુછ્યું.

"હું આંઠ દાહાડામાં તો આવશ," માંણેકે સધ્યારો આપ્યો. "તમે કાંઇજ ફીકર ના કરતા, અને ઘણુ સંભાલીને રેહેજો એટલા દહાડા અહીંનાં કોઇ હોટેલમાંથી ભોનું મંગાવીને જમજો."

અને એ રીતે મંચીને વાહીપતાવીને ખરેખર તો હરખાતાં જીગરે તે તૈયાર થઇ, અને તે એ તેજી ઘોડાની મારતી ગાડીએ જ્યારે પોતાડા શેઠયા મમાવાના બંગલા તરફ તે જતી હતી ત્યારે તેણે ગાડીમાં સોહરાબશાહ સોલીસીટરને કહ્યું. "જોયું! આપણે બધી ખરી વાત એવણુ આગલ કરતે તો એવણ મને કદી બી આવવા દેતેજ નહીં એ તો સારૂંજ થયું કે બધી ખરી વાત છુપાવવાનું આપણુને સુઝયું,"—અને સોલીસીટર એના જવાબમાં મનસે છુપું

પાછું પટપટયો કે "ખોદા એવી એક એકદર બૈરીને બસ આટલો બધો ખરો પ્યાર બરબાદ થતો બચાવે!"

---

## પ્રકરણ ૧૧ મું.

---

તે ઘણી દુ:ખભરી જુદાઇ હતી, અને પ્રમાણીક હેતુઓનો તે સોલીસીટર સોહરાબશાહ એ જુદાઇનો દેખાવ મુશ્કેલાઇએ જોઇ શકયો. એટલુંજ નહીં પણ પછીથીબી જ્યારે તેને એ દેખાવ પાછો યાદ આવતો ત્યારે તે હમેશ દુ:ખી થતો! મતલબી માણેકનાં ભોલા ભરથાર મંચીનો તેણીથી છુટા પડતી વખતેનો હદ વગરનો કકલાન અને સંતાપ—પોતાનાં બેટાથી છુટો થતાં તેણે બતાવેલી અજબ જેવી લાગણીઓ વીગેરે યાદ કરીને તે "મોટા શેઠ"ના આ જુલમાતને માટે એ ભલો આદમી મનમાં અનીત્રણો મુઝાયો, અને પાપી પૈસાનું એટલું પ્રબલ જોઇને તેને ગોયા તવંગરીપર ધીકકાર છુટો!

પેલા હાથપર માણેકે મંચીથી છુટી પડીઆ પછી જરાવારમાં પોતાના આંસુઓ નુંછી નાંખ્યાં, અને થોડીક પલો આગમચનો તેનો રડમસ રડતો ચેહરો, કેહવાને અજબ જેવું છે કે, જરા વારમાં તો પાછો ખુશીમાં ખીલી નીકળ્યો! તે એ જુદાઇનું દુ:ખ તરતજ ભુલી ગઇ. બલકે તે ગરીબ ઘરનાં એકાંત ખુણામાં ગમ કરતા એકલા પડેલા તેણીના ભોલા ભરથારનેજ એટલા વારમાં ભુલી ગઇ એમ કહેવામાં પણ ઝાઝી સહરાગાત નથી.

તે ધમધમ કરતી બે તેજી ઘોડાની એક શોભાયમાન ઓહામમાં જતી હતી એજ ખુશીના ખ્યાલની મોજમાં અવલ તો તે ગીરફ્તાર લીન બની ગઈ. તે ગાડીમાંની એકકની નરમ ગાડીઓ, તેના કાચોપરના સુંદર મોનોગ્રામો અને તે ગાડીની અંદરના તમામ તીપકતાપકના તહરેવાર ભપકાથી તેની અક્કલ ગુમ થઈ ગઇ; પણ જ્યારે ગાડીએ માહલક્ષ્મી તરફના શ્રીમત શેઠીયાઓના રોણકદાર બંગલાઓની ઓરદમાં ઝોંકાવ્યું ત્યારે તે મેહલ જેવા મીનારાઓ અને બંગલાઓ જોઈને તે સદ એકાંતમાં સબડેલી અરધી જંગલી અદાની છોકરી અજાએબીના એક દરિઆવમાં ગરક ગઈ! ત્યાર પછી તે ગાડીએ ઉચાં ચઢાણ વટાવીને હીલપરનાં માણેકજી શેઠના મોટા બંગલાના વીસાલ કંપાઉંડમાં વલાણ લીધી, અને ત્યારે તે મેહલ જેવાં મકાંનની તે પોતે વારેસ હોય એ વાત કબુલ કરવાને જાંણે તેણીની અક્કલ સાફ ના પાડતી હતી! તે બંગલાને ફરતા વીસાલ વરંદા હતા, કે જેની સાંમણે ઉભાતા દરીઆના મોજાઓ ઉપર થઇને એક દીલખુશ લેહકી તનને અને મન રાહત આપવા તે આખા બંગલામાં ચોગરદમ ફરી વલતી હતી, અને તે મનોહર દીલકસ, દીલજીત દેખાવપર ગાડીમાંથી ઉતરતાં સાથે માંણેકની નજર પડતાં તેનો જીવ ગોયા ખુશાથી ફરી આવ્યો. એ બધો દેખાવ અને ફેરફાર માંણેકમાં થતો સોહરાબશાહ સોલીસીટર બેધ્યાંનપણાની અદાએ પણ પુરતાં ધ્યાંનથી જોતો રહયો હતો. એ આરાસ્તે બંગલાનું કીમતી રાચરચીલું, તેનો કુસાદે સંગેમરમરનો દાદર અને તે દાદરપર ખટકે ખટકે મેલેલું અબુશન, તે મોટે ઘરની શાંન પણ દબદબાભરી ચુપકી, તેની આસપાસનો સબ્જો છક કરનારો ઠાઠ, રોબ અને દોરદમામ, એ બધું જોતી અને અજાયબ થતી માંણેક સોરાબશાહ

સોલીસીટરની ઓફીસમાંથી હેઠલ પોતાના રોબવંતા મમાવાની છેક રૂબરૂ આવી પોહચી, અને તે વેલા તેણીનો ગભરાટ અને તેણીનાં ધ્રુજરાંનો શું પાર ?

પણ મતલબી માણેકજી શેઠે તેને તરત પ્યારથી પાસાંમાં ખેંચીને "મારી દીકરી, તું ભલે આવી" એમ કેહતાં તેનાં કપાલપર એક મીઠી બકી લીધી; અને એમ કરવાને માંણેકનો ચેહરો તેની મરનાર દીકરીને હુબહુ ને આબાદ મલતો આવતો જોઇને તે ખરેખર અને ખરાં દીલથી ઉશ્કેરાયો હોય એ પણ એટલુંજ બનવા જોગ લાગે છે. તે બુઢો ખુબસુરત માંણેકને ખુબસુરત જોવાની ઉમેદમાં અલબત પગભર હતો, પણ અક્કલ કબુલ નહીં કરી શકે એટલી હદ સુધીની મનોહર કીસમની આએ એક અજાયબ ખુબસુરતીને પોતાની દીકરીની દીકરી તરીકે પોતાની સામે આવી ઉભેલી જોઇને તો તે ડોસો હરખથી આજેજ બની ગયો! તે છોકરીમાં તેણે જોયું કે તેની મરનાર બેટીની હુબહુ તસવીર હતી એટલુંજ નહીં, પણ વલી ન્હાના રૂસીમાં તેનાજ તોરવંત ખાંનદાનનો ટેક, તેજ રોબવંત લેહકો, અને તેજ ગરૂરીની અદાની સઘલી પ્રગટ પ્રતીમા હતી, જે સઘલું જોઇને તે ડોસો અત્યંત હેરત રહયો. તે એ બેઉ મા દીકરાને ભેટયો અને વલી ફરીથી ભેટયો, અને આગલી પાછલી પુછીને માંણેકને તેણે હદ વનાનો દીલાસો આપ્યો.

ટુંકમાં, તે મોટા મેહલમાં માંણેક જલદીજ નવી જુની થઇ ગઇ, તે ખાંનદાંની બચ્ચું હતી, માટે જે જે તેણે નવું અને આંખને આંજી નાખનારૂં જોયું તેથી તે મનમાં હ ખાઇ કે હેરત રહી પણ કોઇ બી વાતનો આભાડો બાલીને નોકરનફરોનાં દેખતાં પાતાનાં

અભણપણાંનો કશી રીતનો તેણીએ ઉપયોગ કરાવ્યો નહીં. આ જોઈને માંણેકજી શેઠ જેટલો અજબ એટલોજ ખુશી થયો. તે માંણેકનામાં કાંઇ એટલું 'વલગર,' અભણ અને જંગલી જેવું જોવાની ધાસ્તીમાં હતો કે માણેકની આએ સમયસુચકતાની સમજદારી તેને ઘણીજ ગમી.

એ પછી માંણેકને જ્યારે તેના પોતાના આરસને અને 'કુસાદે ઓરડા બતાવવામાં આવ્યા ત્યારે તેણીએ પોતાના હોઠ ઉપર ઉભી થયેલી ખુશાલીની એક ચીસ જેમ તેમ જેહેમતથી સમાવી! તેની અને તેના બચ્ચાંની નોકરીમાં રૂપાલાં દેખાવની અને સુઘડ ટેસ્ટની ત્રણ ત્રણ તો આયા હતી, અને એક રાણીને છાજે અને બસ થાએ એવા દરિયાની સાંમે ઉંગડના જે ચાર મોટા કુસાદે ઓરડા તેણીનાં એખલીના વપરાસ માટે તેણીને ખાશ એનાયત કરવામાં આવ્યા હતા તે તેણે જોયું કે દરેકે દરેક જરૂરજોગી ચીજો અને ઉંચામાં ઉંચાં રાચરચીલાંની નવાઇથી તઇયાર કરાવવામાં તેના જઇફ મમા-વાએ કોઇ રીતની અખીલાઇ કરી નહી હતી. તેણીનાં ડ્રેસીંગ રૂમમાં ઉંચામાં ઉંચી જાતનાં પોશાકો, સાતીન સીલ્ક, મખમલ વિગેરેનાં તાકા ને તાકા, સાડીઓ અને ફેશનનાં પોલ્કાઓ અને કપડાં ચપડાંના ઢગના ઢગ વિગેરે વિગેરેથી ગોયા એક આખુ કપડબજાર ત્યાં ખાશ વસાવવામાં આવ્યું હતું, અને તે સર્વ જોઇને માંણેકની આંખ હદ વનાની ખુશી અને તેટલીજ અજાએબીમાં ચમકી નીકળી. જર ઝવેરાત ભુલી જવામાં આવ્યું હતું નહીં, ચકચકીત હીરાઓની નવીજ ફેશનની બ્રેસલેતો, હીરાની આંખ નહી ઠડે તેવી તારા જેવી જગજગ થતી બુતીઓં, મોથાં અને મોટાં મોતીની નેકલેસો, ચોખ્ખાં બીલીઆ-નનાં હારો વિગેરે જે જોઇએ તે સઘલું તેણી [illegible]લીને માટે જમાનાઓ સુધી ચાલે એટલું બધું વસાવવામાં આવ્યું હતું એમ

જાણતાં તે ગરીબ મીલ-મજુરની મીસ્કીન પરણેતર માંણેક આ બધું એક ઠગાઇ ભર્યું સ્વપ્નુ હતું કે એક ખરો જીવતો જાગતો બનાવ હતો તે વીશે ગોથા દાંતમાં આંગળાં પકડી વેહમમાં ઉતરી ગઇ!

હવે તેણીએ પોતાનાં તન પરથી પોતાનો સાદો, અસલી, જુનો ખખ પોશાક ઉતાર્યો, અને તેણીના મમાવાની ખાસ ખાહેસને માન આપીને તે મેહલની સાહેબી કરતી શેઠાણી તરીકે નવા અને બંધ બેસતા ઠઠેરાથી તે જ્યારે બની ઠણીને તઇયાર થઇ ત્યારે આરસીમાં ડોકાવતાં તેણી પોતે હતી કે કોઇ બીજી તે વિશે તેણી પોતેજ વસવસામાં પડી, અને ધીમે સાહદે બોલી, "એ ખોદા મારો મંચી જો મને આએ હાલતમાં હમણાં જુએ તો શું ધારે?"

તે તઇયાર થઇને ડ્રાઇંગ રૂમમાં ગઇ, કે જ્યાં તેનો શેઠયો મમાવો પોતાના સોલીસીટર જોડે ઘણાં ધ્યાનથી કાંઇ વાતમાં પડેલો હતો. તેઓએ તેને આવતી જોઇ અને અજાયબીનાં એક આહ સાથે ખુશીમાં તે બેઉ ચમકી ઉઠયા—એટલો બધો મનોહર માંણેકમાં આ તેના રોભવતાં ઠઠેરાથી એક જોવાજોગ નવીન ફેરફાર થઇ ગયો હતો!

ખાના ઉપર પણ તેણીએ કશું ધામટ કરયું નહીં. એવી મોટી ટેબલની 'એટીકેટ' તેણીને કશી ખબર ન હતી; ત્યાંના ભરચકર પકવાનો, રૂપેરી પ્લેતો, છરીકાંટા ને ચમચાના ઢગ, કીંમતી ગ્લાસો એ બધું તેણીને માટે ખરેખર એક ખુશીનો ખાબ હતો, અને તે છતાં તેણીએ પોતાના મમાવાને જોઈ જોઇને સઘલુ કરયું, અને કોઇ રીતે પોતાનું ગભણુપણું પકડાઇ આવવા દઇને પોતાનો ખાશ કરીને હુરયો કે ફેસનો થવાં દીધો નહીં.

"એક બે ત્રણ મહીના એને લાયક તાલીમ મળશે,' તે મતલબી શેઠવાએ મનમાં વમાસ્યું, 'તો ભલા ધનેતર ગવરનર સાથ બી એક સુફરે આસાનીથી બેસીને ખાઇ શકશે.'

જમવા પછી માંણેકજી શેઠે એક લંબાણ વાતચીતમાં કલાકના કલાકો સુધી રોકી રાખી. તે જેમ તેની સાથે વધારે વાત કરતો તેમ તેણીની હુશીઆરી વિગેરેથી તે વધારે ખુશી થતો જતો અને તેણીને વધારે વાતમાં રોકી રાખતો; એવામાં માંણેકને અચબુચ યાદ આવી જવાથી તે એક દીલગીરીનાં "ચતચત" સાથે ચમકી ઉઠી કે અરરર, મને તો મારા મંચીપર આવીને તરતજ એક કાગલ લખવાનું હતું, અને મને તો આટલો વેર યાદજ નહીં આવી!"

તે તુમાખી શેઠીઆએ એ સાંભલતાંજ ગુસ્સાના તોરથી હાથ ઉંચો કીધો. "દીકરી," તેણે ઘણીજ ગંભીરતાથી કહયું, "મારાં દેખતાં ફરીથી કદીબી તે ભામતાનુ નામ લેતી ના."

માંણેકનો ચેહરો આ ઠપકો ને તુચ્છકાર સાંભલી ગુસ્સાથી લાલ થઇ ગયો, તેણીએ કાંઈ બોલવા બી માંગ્યું, પણ તેણીની હીંમત ચાલી નહીં, અને તે ખામોશ રહી!

તેણીના ગુસ્સાની એ હીલચાલ તેણીના જબ્બર મમવાએ બરાબર જોએલી હોવા છતાં તે નહીં જોવાના ઢોંગ કીધા, અને તરત વાત ઉડાવી દીધી. તે પછી તે તેણીને પોતાની 'પીક્ચર ગેલરી' બતાવવા લેઇ ગયો. અને પોતાના માન પામેલા બા .દાઓ અને તેમની માનવંત મોહરદારોની ર.બીઓ તેણીને બતલાવીને તેણે તેણીનાં મનપર ઠસાવવા માંગ્યું કે તેઓ સૌ પોત પોતનાં દરજ્જાને

અનુસરતી રીતેજ પરણેલાં હતાં, અને તે એ બધાંઓની બુલંદ અને ગેરબદાર પેસાંનીથીજ જોઇ લેવાનું હતું.

માંણેક એખલી પડી. તેણીએ હવે પોતાનાં મનથી આ મોટા મેહલનો પોતાનો નાનો અનુભવ પોતાની કંગાલ ઝુપડીના મોટા અનુભવ સાથે સરખાવવા માંડયો, અને ત્યારે તેને તે ઝુપડીની યાદથીજ ઉબક આવવા માંડી! ટુંકમાં, એ કીસમના આચારવીચારોની અછાડપછાડમાં તે આખો દહાડો અને રાત પાસ થઇ જવા પછી છેક સુતી વખતેજ માંણેકે અતવત વચ્ચે પાછું યાદ કરયું કે "અરે મરેરે મંચીપર એ લીટી લખવાનું તો અંતે રહીજ ગયું, પણ ચાંલ, કાંઇ નહીં—કાલે લખશ," અને તે સ્પ્રીંગનાં નરમ મખમલી હુંફાલા બીછાણાંમાં આરામ કરીને સુખી સ્વપ્નાઓની મોજ ભોગવતી એકલી સુતી!

---

## પ્રકરણ ૧૨ મું.

---

એમ દાહાડાઓ ગબડી ગયા. માંણેક તે મોટા મેહેલમાં હવે તદન નવી જુની થઇ ગઇ; અને તે મોટા મેહલની નવાઇઓ અને અજાયબીઓ વટીક તેની આંખમાં હવે સરેસ્તાની તરીકે ઠરી રહી. એ દરમ્યાનમાં તેણીના પરણેતર ઉપરથી મન ઉતારો કરાવવા માટે તેણીના મતલબી મમાવાએ કરવામાં કાંઇ બાકી રખ્યું નહીં, અને

તે એ કાવાદાવામાં એટલી ફ્નેહમંદાથી ફાલ્યો કે માંણેક પોતેભી હવે ગરીબોને ધીકકારતાં શીખી અને તેના પોતાના પરણેતર મંચીનો ખ્યાલ વટીક વખતા આછા અભાવથીજ કરવા લાગી! એ મામલો જોઇને જો કોઇ બી ખરાં દીલથી દલગીર થનાર હોય તો તે પેલો બલો સોલીસીટર સોહરાબશાહ હતો "સાહેબ"તે બાજે વખત માંણેકજી શેઠને પણ હીંમતથી કેહતો હતો, 'મારાં મત મુજબ તમારો અપરાધ જણુન ખુંનનો છે. તમે આએ છોકરીના વરને જાંનથી મારી નાંખ્યો છે એમ કેહવામાં હું ધારૂં છું કે હું કાંઇજ સહરાગાત કરતો નથી."

એના જવાબમાં તે દગલબાજ બુઢો હમેશ ખુશ મીજાજે ખરખર બહુ હસ્તો. "મેં તમોને પેહેલેથીજ નહીં કહયું હતું કે અહીં એક વખત એ આવશે તો પાછી ફટકવાનીજ નથી?" તે ફતેહની મગરૂરીથી રમુજ પામીને કેહતો. "હવે એ ઘેર જવાનું નામ વટીક લેતી નથી, એટલુંજ નહીં પણ હું ખાત્રીથી માનુંછ કે એણે આજ વેર પોતાના એબલગામના વર પર જુઠાઇએ એક કારી લીસોટી બી લખી નથી. એ તો બા દામ કરે કામ અને બીબી કરે સલામ!"

માંણેક નવી જીંદગીએ જીવતી હતી. તેને રાંધણીમાં કદી ધ્રુકીને જાવાનું નહીં હતું. આઇતાં ભોણાં ખાવાનાં હતાં, બએ ઘોડાની ગાડીએ ફરવું હરવું હતું, પેહરવા ઓઢવા ને ખાવા પીવાની દરેક મોજ હતી, જીવ ચાહે એટલો ખરચવા બલકે ઉડાઉપણુંથી ઉડારવાને ગાંઠમાં પૈસો હતો, નોકરનોકરોનો એક મસ મોટો રસાલો તેણીની આગ્નાનો તલબગાર, તેણીના એકેક હુકમના જવાબમાં સખ્ત તાબેદારીનાં અને ફરમાન બરદારીનાં સર ઝોંકાવતો હતો. પૈસાવાલા

ઓની ઉંચી અને શોભાઇતી સોસાયટીમાંજ તેણીએ ફરવાનું હતું, અને ટુંકમાં પોતાની આગલી કંગાલ જીંદગીમાં તેણીએ જે કદી અનુભવ્યું કે જાણ્યું ન હતું તે આજે સઘલું તેણીના પગ હેઠલ મોજુદ હતું ? ત હવે પોતાના સદાના સાદા મજુરના પોશાકના મંચીનો પોતાંની આસપાસના શ્રીમંત સુધરેલા અને એેસકા જવાનો જોડે મુકાબલો કરતી, અને ત્યારે તે ગરીબ મીલ—મજુરને માટે મનમાં ને મનમાં બી ઓસકાયા ને કમકમીવા વગર રહી શકતી નહીં!

અને જ્યારે તેના જઇફ મમાવાએ જોયું કે એ રીતે હવે તેની મતલબ સંપુર્ણ રીતે બર આવી ચુકી હતી, ત્યારે તેણે વધારે હીંમત અને વધારે ખુલ્લાસાથી માંણેક સાથે વાત કરીને 'એક ચણાની બે ફાર' કરી નાંખી.

"તુંને જો તારા વરનું જરા બી લાગતું હોય તો બેલાસક તું પાછી જા," તેણે કહયું. "પણ જો તું પાછી જાય તો તારા કે તારા દીકરાના સંબંધમાં મારી એક ખોટી પાઇની બી કદી આશા કરતી ના; અને જો તું અહીંજ રેહવાનું પસંદ કરતી હોય તો તારો વર મરી ગયો હોય ને તું વીધવા થઇ હોય તે કીસમે તારે તેનુ નામ ઓવારનીવાર કરીને તેને સદાનો ભુલી જવોજ જોઇશે."

"મમાવાજી, એ તમારો ઠડાવ ઘણોજ બેહુદો ને ઘાતકી છે," માંણેકે નીચી નજરે ને ગગલતે સાહદે કેહવાની હીંમત કરી.

"તે જે હોય તે; એ મારો ઠેડાવ છે." તે બુઢાએ કહયુ. "અને જો તુને મારી માયા ને મેહેરબાંનીની પરવાહ હોય તો તારે તેને તાબેદારીથી માન આપવુંજ પડશે."

અને માણેકે તેમજ કર્યું! તેણીએ પોતાના મમાવાની ખાશ મરજીને માન આપીને કમનસીબ મંચી પર પેહેલું તેમજ છેલ્લું એક ટુંક કાગલ નીચે મુજબ લખ્યું:—

"તમે મારો વાંક કદી બી માફ કરી શકવાનાજ નથી, પણ આપણા ફસીનાં સુખને ખાતરજ મેં મારા મમાવાજીની મરજીને માન આપીને તમોને તજી દીધા છે, અને બધા દહાડા હવે હું તો અહીંજ રહેવાની છુ તે મને માફ કરજો, અને ખોદાને વાસ્તે મને ભુલી જજો. હુ પાછી આવને, પણ અહીં જે જે સુખ મેં જોયું અને અનુભવ્યું છે તે પછી હું તમારાં ગરીબ ઘેરમાં કદી બી સુખથી રહી શકને નહીં, ને આપણે આગલ જેવાં કદી બી સુખી થઇ રેહતે નહીં. હું આએ બધું ભોલાઇ અને ખરાં દીલથી જે છે તે લખું છું તેથી જરા બી ગુસ્સો કરતા ના. હું સદા તમારાં ભલામાંજ છું, અને દુરથી બી સદા તમારે વાસ્તે ભલીજ દુવા માંગશ. ખોદા તમોને મદદ કરે."

આ નાતરસ કાગલ તે નાતરસ અબળાએ પોતાના ભરથાર પર મોકલી આપ્યું.—એક ભરથાર કે જે પોતાની એ બેવફા પરણેતરને સાચામાં સાચા પ્યારથી ચાહનારો હતો અને જેનો જોડો આ બોહલી દુન્યામાં બીજો એક બી મલી આવવો મુશ્કેલ હતો! તે એક ભરથાર હતો કે જે આ કમજાત મોહરદારના પગની ખાક વટીક ચુમવાને લખ્ખો ખુશીથી સદા તઇયાર હતો, અને એક દેલાવર જાંનફેશાંનીના જાનોનીશાર પ્યારથી જે સદા એ બેવફાને ચાહતો હતો! તેવા એક મોહબતવંતા ભરથારનો પાક અને બુલંદ પ્યાર આ પ્યારની નહીં પણ પૈસાની પુંજારી નાતરસ ઓરત ઉપર, અફસોસ કે, હરામ, અકારત અને બરબાદ ગયો!

ઓ ઓરત ! ઓરત ! ઓરત ! તું શું બેવફાઇનીજ મુરતી છે ? માહાન કવી શેકસપીઅર ગાય છે કે "ઓરત નામજ બેવફા છે" તે શું એટલું બધું ખરૂં છે ? તું શું દીલદાર છતાં બેદીલ છે ?

પણ નહીં. મતલબી માંણેક જેવી ફકત એક કમજાત અબળાને લીધે ગરીબાઇમાં કે તવંગરીમાં સુખમાં કે દુઃખમાં પોતાના પરણ્યા ખાવદોને ખરી અને ઓસ્તવાર જાંનફેસાંનીથી સદા ચાહનારી, નેકજાદ અબળાઓના આખા વર્ગનું અમો લાયબલ કરીશું નહીં. ખુદ અમારી આ નાનકડી વારતા વાંચનારાં માંહેલી નાજુક પંથુનીના વર્ગમાંથી, અમોને માનવાનો વિશ્વાસ છે કે, એવી કોઇ નિકળશે નહીં કે જે નિચ બુદ્ધિની માંણેકનુ આ અકાય વખાણે અથવા તેની હીમાયત કરે; અને એજ વાતનો ત્યારે સંતોશ માની લેઇ આપણે આપણી વારતામાં રીતસર આગલ વધશું.

---

## પ્રકરણ ૧૩ મું.

---

"માકાપેસીનો મટલો" રોજબરોજ આતુરતાથી પોતાની મોહદરદારનાં એકાદ પ્યારભર્યા પત્રની ફોકટ રાહ જોતો રહયો ! દીન પરદીન તેણીએ તેને કશું નહીંજ લખવા વિશેનો તેનો ગભરાત અને અજાયબી વધ્યાંજ ગયાં, અને તેનો સબબ કશો સમજ પડી શકયો નહીં. તે ઘણો બેચન રહયો. પુરી ભુખે તે ખાતો નહીં, અને નચી-

તની હઠે ને ઉંઘાતો નહીં. એ રીતે લગભગ એક મહીનો પુરો થવા આવેલો હોવાથી તેણે ધાર્યું કે માંણેક નહીં લખતી તો ખેર, પણ હું પોતે તેને લખીને અતરે પાછી હવે તેડાવી લેઉં; અને જે દીવસે તેણે માંણેકપર એ રંગેસે એક કાગલ લખવાનો ઠરાવ કર્યો તેજ દીવસે પેહલી ડીલીવરીમાં તેને પોસ્ટમેને લાવીને એક કાગલ આપ્યું.

તે કાગલ પોસ્ટમેને તેને આપ્યો તે ઉલટમંદ ફીસમે તેના હાથમાંથી તેણે લીધો તે સઘલું ઘરમાં ફેરા આટીનાં કામકાજે રહેલા એક નોકર પોર્યાએ જોયું હતું. અને તે પછી સુમારે કલાકેક બાદ તે જ્યારે કાંઇ કામ સારૂ તેજ ઓરડામાં પાછો આવ્યો ત્યારે ઘણા ગભરાત વચ્ચે તેણે જોયું કે તેનો શેઠ મરી ગયો હતો ગા તો બેસુદ્ધ થયો હતો!

તે લાંબો ૭ળ થઇ ભોંય ૩પર પડેલો હતો. અને તે પોરયાએ ઘણી જેહમને તેને સાવધ મનાવ્યો. તેણે ત્યારબાદ ઉઠીને ચાલવાની કોશેશ કરી, પણ એક છાકટા માણસની અદાથી તે કદમે કદમ ઠોકર ખાવા અને લપેરા ખાવા લાગ્યો.

પોતાનાં આ ભારી અને અસહય દુ.ખમાં કોઇ સાહેદ હોવો નહીં જોઇએ એવી મતલબથી હોય તેમ તેણે પોરયાને પોતાની હાજરીમાંથી રૂખસદ કરી તરત બાહર કાઢયો, અને બારણું અંદરથી બંધ કીધું. દેખીતી રીતે ટપાલમાં આવેલા પેલા કાગલે તેને આ અતી કારી જખમ કરીને જમીનદોસ્ત કર્યો હતો. કેહવાની જરૂર છે કે એ કાગલ નાતરસ માંણેકે લખેલો પેલોજ એક ઘાતકી દસ્તાવેજ

હતો ? તે વીજળીના ઝટકાથી અથવા લકવાની અસરથી આજેજ અને બેતાકાત થયો હોય તેવોજ તે બિચારાનો સઘળો હાલ હતો!

તેને પોતાની આ અવદશા સમજવીજ મુશ્કેલ થઇ પડી. એક ઓરતમાં એટલો અવીસ્વાસ, એટલી અનીતી, એટલી બધી સાચા પ્યારની ગેરહાજરી થઇ શકે કે નીચ પૈસાના પ્યારને ખાતર તે પોતાના પરણેતરનો પાક પલ્લો એટલી આસાનીથી છોડી દીએ એ ખ્યાલજ તેને અક્કલથી ઉલટો અને આદમીના અને ખોદાના કરેલ કાયદાકાનુનોથી બીલકુલ બેહુદો લાગ્યો. તેણે ખોદા પાસ તેથી હાથ જોડીને ઇનસાફ માગ્યો. પોતાનાં બચ્ચાંને અને પોતાની મોહોરદારને તેની માયાવંત બગલમાંથી છીણવી—બલકે લુટી લેનાર તે ચંડાલ શેઠીઆ ઉપર તેણે કદુવાનો એક કકલતી આંતરડીએ વરસાદ વરસાવ્યો.

તેને માંણેકપર હદ વનાનો ધીક્કાર ઉપજ્યો. જે મોત સુધી તેની અને તેની એખલાનીજ હતી, જેણે ખોદાને બાર તેની અને તેનીજ રેહવાના પાક કરારો અને કસમો નોંધાવ્યા હતા, તે કંગાલ ઓરતે ઢીંગલીગુરીઆંનો નાચ હોય તેમ ફકત તેની ગરી બાઇનો લાભ લેઇ અને પોતાના પૈસાની મુસતાકી ઉપર ફુગરાઇને તેની ઉપર છુટા છેડાનું પોતાનુંજ પાકુ કરેલું આ હોકમનામું લખી વાલ્યું હતુ એ વાતનો ખ્યાલ કરતા તે નાલાયક અબળાને જેટલો તે આગલ ચાહતો હતો તેટલો અને તેજ પ્રમાણમાં ધીક્કારવા લાગ્યો. "હું એને ખાતર શું નહીં ખમતે?" તેણે મનસે વમાસ્યું. "અને તે છતાં મારાં પ્યારને આ તદન નાલાયક ઓરતે ફકત નીચ પૈસાને વાસ્તે આ એક નાતરસ કાગલ લખી ઓવારનીવાર કીધો, તો ઓ ખોદા, મને તારી દયા ને તારા ઇનસાફમાં એવી અજીમ બદમાસીનો એક કીનો લેવાને તું જરૂર એક તક આપજે!"

તેણે કોઇ આગલ એ વાતની કશી ફરીયાદ કીધી નહીં. માણેક હસ્તીમાંજ નહીં હોય તેમ તેણે એકજ ડડાવ અને હરરતા કસમથી તેને વીસારી મેલી, અને પોતાનાં કામ ઉપર તે હવે સરેસ્તાનું ધ્યાંન આપવા લાગ્યો. એમ છતાં તેના ચેહરામાં, તેના સ્વભાવમાં, તેની તબીયતમાં અને તેના અવાજમાં વટીક તે હીણભાગ્ય દીવસ પછી જોઇને દયા ઉપજે એવો અને એટલો બધો ફેરફાર થઇ ગયો હતો એ વાત તો ખરી!

તેણે જોયું કે જો તે ઉધાર સુધાર થોડાક પૈસા મેલવે તો ધારાથી લડીને તે નાલાયક મોહરદારને પાછી મેલવવાનું કાંઇ ઘણું મુશ્કેલ નહીં હતું. સરકાર અલબત તેની નાલાયક મોહરદારને તેની સોડ સાંધતી તેના પાસ પાછી મોકલે, પણ એવી એક બેદીલ બેવફા ઓરતની ફરીથી સોડ સાંધવા તે પોતેજ કેમ રાજી થાય? તેણે જે ખમ્યું તે ખુદા સીવાયે કોઇએ જાણ્યું નહીં. તે પોતાને મલેલા આ જીવલેણ તુચ્છકારનો એકાંતમાં સદા એકલોજ કામ કરતો રહયો, અને તે તેના ગમની જાણે કાંઇ સીમાજ ન હતી!

પણ માંણેકે તેને છોડી આપ્યો ત્યારે ખોદાએ તેને છોડી દીધો નહીં. તેને તે કાગલ મલ્યા પછીથીનાં એકજ અઠવાડીયાંમાં તેને એક બીજો કાગલ મલ્યો. સાંચાકામમાં ચોકકસ સુધારાને લગતા જે પેટંટની અનેકવાર તેણે માંણેક આગલ વાત કરી હતી તે અંતે એક મોટી મીલવાલાએ બાહલ રાખ્યું અને તેના એક હજાર રૂપીઆ આપવા કહી ને વલી તેઓએ તેને પોતાનીજ નોકરીમાં તેડાવ્યો હતો તેની આ વધાઇ હતી: પણ તે વધાઇ વાંચતાં તેણે પોતાનાં

સુનાં, ઉદાસ, ઉજ્જડ, ખાલી ઘેરમાં આસપાસ નજર દોરાવીને જોયું અને તેની આંખો આંસુથી ભર ચકકર ભરાઇ ગઇ, સબબ તેની એ વધાઇની ખુશીમાં ભાગ લેવા આજે તેની ઓરદુમાં હવે કોઇ આંતુર જીવ ઉલટમંદ મોજુદ હતા નહીં!

તેણે તેનાં તે જુનાં માણસને રજા આપી, અને ઘરબાર ઉંચકી સાંચકી કોઇને કશુંબી કહયા વના તે છુપાછુપ એક દીવસ નવી નોકરીની સહરદે જઈ રહયો.

જો આસમાનના તારાઓ કહી શકે તો આ એક માણસે કેવી દુઃખી રાતો ગુજારી, અને પોતાના ઓરડાનાં એખલાં એકાંતમાં રડીને તેણે કેવા કકલાતની હાય અફસોસ કરી તેની એક ઘણી હૃદયભેદક વાત તેઓ કેહતે!

નસીબદેવીનું લક્ષણ ઘણુ વિલક્ષણ છે. જેઓ પૈસા માગતાં નથી, તેઓ પર ગોયા પૈસાનો વરસાદ આવી પડે છે, અને મંચીનાં બાબમાં કેહવાને અજબ જેવું છે કે, તેમજ બન્યું! તેણે બીજા બે ત્રણ વરસોમાં બરાબર પરીક્ષાઓ પાસ કરી, અને ઓછાં ધ્યાનની ઓછી મેહનત છતાં તે એક તડાકે તો "ફરસ્ટ કલાસ એનજીન્યર" થયો! વલી તેનાં પેટંટોએ તેને પ્રખ્યાતી આપ્યાથી થોડાજ મહીનામાં સાંચા કામની એક મોટી પેઢીમાં તે ભાગ્યો થયો, અને ફકત હારે લો મારેલો ત્યાં તેણે મોટો સનો કીધો તો તેમાં બી તે બેસુમાર ધન કમાયો અને નેહાલ થઇ ગયો! ટુંકમાં હવે તે જેને પોતાનો "જાદુઇ હાથ" લગાડે તે એક ચમતકારથી સોનું થાય એવોજ કાંઇ તેનો તાજુબીભર્યો હાલ થઇ ગયો! તે નવાં નવાં પેટંટો શોધી

કાઢતો ગયો, અને બીજા આંઠ વરસના અરસામાં તો એક મોટા વીદ્વાન અને ધનવાન આદમી તરીકે તેણે પોતાના ધંધાની લાઈનમાં એકાંત જીંદગીએ જીવતાં બી ભારે પ્રખ્યાતી મેલવી! ને પછી તે પોતાના ધંધાને સર ઠેઠ વેલાત ઉપડી ગયો, અને ત્યારે એક વારના તે ગરીબ કંગાલ મીલ—મજુર "માકાપેસીના મટલા"ની એ રવેસે ગોયા તમામ ધન—નસલ આ ધરતી પરથી નાબુદ થઇ ગઇ!

———

## પ્રકરણ ૧૪ મું.

———

માંણેકે પોતે પોતાના ભરથાર ઉપર લખેલાં ને નાતરૂસ નાકદર કાગલના જવાબની કાગને ડોલે રાહ જોઇ. મંચી તેના જવાબમાં જરૂર તેના પર કાંઇ બી લખશે ને અગન કરીને કાલાવાલાથી તેને વીનવીને ઘેર પાછી આવવાની કાકલુદીઓજ લખશે એમ એ હેમક છોકરી પુરા વિશ્વાસથી માનતી હતી; અને એમ માનતી હતી તેથી વલી એવો તેનો જવાબ આવતાં વલતા જવાબમાં તેણીએ તેને શું લખવું તે પણ તેણીએ મનમાં ધરી ને નક્કી કરી મેલ્યું હતું! તેણીએ ધારી મેલ્યું હતું કે હું ધસીને નાજ લખશ કે "હવે તમારે અમારે બનેજ નહીં, તેથી તમોને અમારા રામ રામ છે!"

પણ મંચીનો જવાબ તો કાંઇ આવ્યો નહીં ત્યારે તેણીની અજાયબી અને બેચેની જોવા જોગ થઇ પડી. એમ કેમ? મંચી

લખ્યા વગર તો રેહજ નહીં, તે તેણીને ચાહતો બંધ પડે તોજ નહીં લખે, પણ તે કે જે તેને આવી દેલાવર જાંનફેસાનીની શીદાગીરીથી ચાહતો હતો તે એટલો જલદી તેને ચાહતો બંધ પડે એ વાત તેણીની ટુંક અકકલમાં એકદમ બેસતી આવી નહીં.

તેનો જવાબ કેમ ન આવ્યો એ વાતની તેણીની અજાયબી ને બેચેનીથી તે બેજાર બેજાર થઇ. જવાબ તો આવવોજ જોઇએ? તે તેણીને માટે શું ધારતો હતો તે એ જવાબ આવવાથી ઝટ જણાઇ આવે, પણ જવાબ કયાં?

પૈસો જે ને જેટલું સુખ મેલવી આપી શકે તે બધાં સુખની તેનાપર રેલછેલ હતી. પણ મંચીના પ્યાર જેવા ખરા પ્યાર વનાનું એ સોનેરી સુખ બી તેને બસ થયું નહીં! તે મનમાં ધારતી હતી કે ને હવે મંચીને ચાહતી ન હતી, માટે મંચીના પ્યારની ગેરહાજરીનું તેને કશું દુઃખ ન હતું; પણ બાતેનમાં તેનુ દીલ મંચીના પ્યારની–તેના ખરા સાચા બુલંદ પ્યારની ગેરહાજરી માટે ગોયા બંદ મચાવી રહ્યું હતું તેની તેને પ્રગટ સમજ પડી શકતી ન હતી!

તેના પર હવે મંચી જેવો ચોખ્ખો બીલોર જેવો સ્વચ્છ અને આપ મતલબ અને સ્વાર્થ વગરનો ખરો પ્યાર કરનાર કોણ હતું? ખરી વાત છે કે આજે જો તેનુ માથું દુઃખતુ તો પૈસાના પ્રતાપે તેના પર તરેહવાર અમરચમર થતી; પણ મંચીને ત્યાં જો તેનું માથું દુઃખતું તો મંચીની મોહબતવતી છાતી પર તે પોતાનું દુઃખતું માથું ટેકાવતી, ને તેની લખ્ખો મોહબતવંતી ચુમીઓ ને પ્યારના માંથુ પસવારવામાં તેનું તે દુઃખ તદન દફે થઇ જતું હતું; તે સુખ આજે કયાં? તે પ્યાર આજે કયાં હતો? તે સંભારો આજે કયાં?

અને તે સધ્યારા વગર તે માંદી પડી ગઇ. તનની અને મનની એ બેચેનથી તે સોહરાતી સુકાતી ચાલી અને ટુંકમાં તેની એ હાલત જોઇને બુદો માંણેકજી શેઠ બી ગભરાવા લાગ્યો, કેમકે તે તેનો ખરો સબબ તેની બુઠી અને દુરઅંદેશ આંખે તરત જોઇને મનમાં ને મનમાં સમજી શકયો.

તેણે તેથી તેના ઉપાયો લીધા. તે કે જે આગલ જાહેરમાં કદી, બેલાતો નહીં તે હવે માંણેકને ખાતર માંણેકને લેઇને પારટીઓમાં, મેલાવડાઓમાં, નાટકોમાં વિગેરે જવા લાગ્યો; વલી પોતાનું વીલ કરીને તેણે માણેકને અને તેના દીકરાને પોતાના વારેસ જાહેર રીતે બનાવ્યાં ને ખોલ્લી રીતે જાહેર કીધાં, એટલે જે ગંજાવર દોલત પેલા તેના ત્રણ મરનાર છોકરાઓ ત્રણ ભાગે વેંહચી લેતાં બી મોટા ધનવાન થતે ને બધી દોલત મીલકત ને અસકેયામતની બાગ્યશાલી માંણેક એકલી હકદાર માલેક અને વારેસ થઇ !

અને ત્યારે મધ પર માંખ બનબન થાએ તેમ તેણીના પડતા બોલના પુંજારીઓ 'ફેશનએબલ સરકલ'માંથી બી ઢગલે ઢગલે ઉભાઇ આવીને બાહેર પડવા લાગ્યા. કોઇબી મોટો મેલાવડો, કોઇ બી માનપાનની ક્રિયા એવી ન હતી કે જ્યાં માંણેક ગેરહાજર ને તે ગેરહાજરી નોટીશ ન થાએ. તેણીની બારે ખુબસુરતી ને મોટી દોલતને લીધે માંણેક આગેવાન સોસાઇટીનો હવે "સ્ટાર" (સેતારો) થઇ પડી. તે "માણેક મડમ" એલકાબથી તેણીની ગેરહાજરીમાં ઓલખાવા લાગી, ને તેણીની સાથ બે વાત કરવા કે તેણીને એકાદ વાર થું દેઇને હસાવામાં બી સેહકડો ધનવાંન જવાંનો; માન અને મગરૂબી માની લેવા લાગ્યા !

આ મામલો જોવાથી બુઢ્ઢો માંણેકજી શેઠ તે પરણેલી હતી ને માટે બની શકે તો હવે એવડો ખીજવાવા લાગ્યો. મંચીની "એબની તોક" ગલે વલગેલી હોવાથી તે લાયક વર પરણી શકતી ન હતી એ તેનો જાબજા અફસોસ હતો. હવે તો મંચી મરેજ છુટકો હતો. તેણે પોતાના પૈસાના જોરે તે ગરીબ આદમીને કચડી.નાંખીને તેની મોહરદારથી અલગ ને જુદો કરવાનો પાપી જુલમાત વરસાવ્યો હતો ખરો, મગર તે મોહરદારને જીવતો વર છતાં બીજો વર કરાવાનો ફોજદારી અપરાધ કરવાની આ ધનવાંન ડોસામાં તેની સઘલી દોલતની હકુમત છતાં સત્તા યા હીંમત ન હતી!

એમ વરસોપર વરસો ગબડી ગયાં, અને માણેક એક મનોહર છોકરીની ઉમરમાંથી પાસ થઇ હવે એક દીલકસ ખુબસુરતીની ચેહેરેનમુન "બૈરી" થઇ, એ વખતે પણ તેણીની લોક-પીછાણ અને વખાણમાં તો તે યાહોમ વધતીજ ચાલી. લોક તેના પર મરીજ ફીટવા લાગ્યું. અલબત તેના વરે તેને છોડી દીધી હતી કે તેણે વરને છોડી દીધો હતો તે માટે ખાનગી ગુસગુસોમાં તરેહવાર અટકલો ને ચરચા ચાલી રહી, પણ પૈસાના પ્રકાશમાં એ સૌથી અગતનો સવાલ ઝાંખ મારી જતો, ને લોક તેણીનામાં જે જોતું તે સૌથી સારૂં ને વખાણવા જોગુંજ જોતું હતું!

તે પોતાને લગતી તમામ ગઇગુજરી કમકમાત વગર હવે યાદ કરી શકતી નહીં. પૈસામાં પોખાતી ને અલેટયાં મારતી આએજ માંણેક એક ગરીબ મીલ—મજુરની પૈએપૈને માટેની મોહતાજ પરણેતર હતી. આ શું બનવાજોગ હતુ કે તે ને તેજ અબળા હાલમાં ધનવાંન માનવંત અને સોસાયટીની આગેવાંન બની નિકલી

હતી ? આ ભાગ્યોદય ન હતો—એ કાંઇ સાધારણ નસીબનું ખીલવું ને રંગ પકડવું ન હતું, એ તો એક ખોદાઇ મોજેજો હતો, કે જેવા મોજેજા લાખમાં એક જીંદગીએ બી જવલેજ થતા હશે.

પણ એક વાત માંણેકને ઇનસાફ આપવા અતરે ભુલવી જોઇતી નથી, અને તે એ હતી કે આ વરસોની જુદાઇ દરમ્યાન માંણેક મનથી તેમજ તનથી પોતાના એકજ પરણ્યા ખાવંદને સદા સાચી રહી હતી પાપભરી અનીતીનો તો એ અબળાએ કોઇ દાહાડે એક ખોટો ખ્યાલ વટીક પોતાનાં મનમાં ઉભો થવા દીધો ન હતો. સંસાર સંબંધી નીતીમાં તે હદ વનાની પાક હતી. તે કદી ભુલી ન ગઇ કે તેણીના પ્યાર પર એકલા મંચીનોજ પવીત્ર હક હતો, ને તે દુર પડેલા ભરથારના એ પાક હકની તેણીએ અજબ જેવી ઓસ્તવારીથી સદા સમાલ કરી હતી. તેણે પરાયા પુરૂષ તરફથી પ્યારની ગલીચ વાત કદી સાંભલી ન હતી—બલકે તેણીના આચારવિચાર એ વાતમાં એટલા નેક એટલા પાક ને એવા બુલંદ પ્રગટ પડયા હતા કે કોઇએ તેણી આગલ તેવી નાપાક વાત હોઠ ફફડાવીને રજુ કરવાની આજ સુધી હીંમત વટીક ન કરી હતી એજ તદન ખરી વાત છે.

વલી તે પાક રહી હતી, કારણ આજવેર પોતાના મંચી જેવો તેણીના પ્યારને પાત્ર તેની નજરે તેને કોઇ બી લાયક પુરૂષ દેખાયો નહીં એવા પ્યારને માટે મંચીથી લાયક બીજો કોઇ બી દુન્યામાં હોયજ નહીં ને થઇ શકેજ નહીં એજ તેણીનું પ્રમાણીક મત હતું. મંચી જેવો ખુબસુરત, સોહામણો, દેખાવલો જવાંન મંચી સિવાય તેની આંખે કદી કોઇ બીજો જોયો નહીં—અફસોસ માત્ર એજ હતો કે

મંચી છેકજ નિર્ધન એક કામન મીલ–મજુર હતો, અને એ તેની એકજ તકસીરે આ વર વહુનો વીયેગ નિપજાવ્યો હતો;—બાકી મંચીમાં બીજી એબ કે ખાંમી માંણેકની નજરે જોતાં ખરેખર એક બી ન હતી!

---

## પ્રકરણ ૧૫ મું.

---

હવે કોઇ એક નવો ઉગી નિકલેલો પારસી શેઠયો કે જે જણે જણની બત્રીસીએ ચઢી રહયો હતો તેના તરફ આપણે આપણી નજર ફેરવશું. તે તરતનોજ વેલાતથી આવ્યો હતો, અને આવ્યો ને આવ્યો ઠાઠ કરતોજ આવ્યો હતો. તે અનરેની એક જાંણીતી મોટી મશીનરી (સાંચાકામ) ની યુરોપ્યન પેઢીનો વડો થઇને આવ્યો હતો. તે સપલસાવ વાડયાને નામે પોતાને ઓલખાવતો હતો, અને લોકોમાં "સપલ વાડયો" કેહવાતો હતો.

તે જોતાં જોતાંમાં લોક—પીછાંણમાં વધ્યો ગયો. પૈસો અગત કરીને નામ ને પીછાંણ વધારે છે, અને પૈસો દેખીતી રીતે તેની ગાંઠમાં પુરતો હતો તો પછી તે વધે અને નાંમાંકીત થાએ તેમાં અજાયબીજ કેવી હોય?

તે વલી એક માહા વકત્તા સિદ્ધ થયો. તેણે જુદી જુદી સભાઓ તરફથી તહરેવાર ભાષણો આપ્યાં, અને તે ભાષાંણો

જો તેના સારને માટે નહીં તો તે બોલનારની જોરાવર છટા ને બલવાન ભાષાને માટે અગત કરીને વખણાયાં. તે પોતે પૈસાવાલો હતો, પણ પૈસાવાલાઓનો તે એક ધિક્કારનાર બલકે હરડનો શત્રુ હોય ને ગરીબોનો તે માહા શુભેચ્છક દોસ્ત હોય તેવા તોરનાં તેનાં એ જોરાવર ભાષાણો હતાં! તે ખાશ કરીને પૈસા ની ગરૂરીમાં નિરદોશ ગરીબોને કચડી નાંખનારા નીચ શ્રીમંતોની સખ્ત ઝાટકણી કાઢતો,.અને કેહવાને અજબ જેવું છે કે ગમે એ વિષયનું તેનું ભાષાંણ હોય તેમાં બી ફેરવી ફેરવીને તે એ સવાલ એવી આસાનીથી અંદર ઘુસાડીને રજુ કરતો, અને એ અને એજ વાત વિષેનો પોતાનો કરડો કેહર અને બલત્રા એવી જોરાવર જબાનમાં તે કહી સંભલાવતો કે સાંભલનારાં શ્રોતાજણો અજાયબીમાં ગીરફતાર બની એકાગ્ર ચિન્તે અને અગાધ ગંભીર અસરની મોજ સાથે તેને કલાકના કલાકો સુધી વગર હાકવે કે વગર કંતાલવે સાંભલતાં! અલબત લોક તેનાં એવાં ભાશાંણોથી અજબ બી પણ થતું, અને ચાલાકો ઝટ અનુમાન કરતાં કે આ માણુસ કોઇ અવ્વલ ગરીબીમાંથી વધ્યો હોવો જોઇએ, અને તે ગરીબીમાં કોઇ બી શ્રીમંતને હાથ એણે કાંઇ બી જરૂર કરીને ખમ્યું હોવું જોઇએ.

એક દીવસ તે બેંડસ્ટાંડ પર ફરવા ગયો હતો. તે પોતે અને તેનો એક દોસ્ત બને ઇંગ્રેજી પોશાકમાં ઘોડા ઉપર હતા. આ વેલાએ ગરમીની મોસમ હોવાથી અને ગવરનરનું બેંડ હાજર થયલું હોવાથી, તેમજ વલી એ સાંહજે મુંબાઇમા આગેવાન સોસાયટી માટે બીજું કોઇ બી 'એનગેઝમેંટ' ન હોવાના સબબે બેંડસ્ટાંડ પર મોટી ધમાલ પડી રહી હતી. ત્યાં દરેક જ્ઞાતનો એક પચરંગી મેલાવડો જમાવ થયો હતો, કે જેમાં અલબત બધે હોય છે ને થાય

છે તેમ પારસી તત્વનું પ્રમાણ અતીઘણું મોટું હતું. તેમાં પારસણોનાં પરસ્તાનનું તો પુછવુંજ શું ? પાઉપેઆદાં ને ગાડીમાં તેમના ઢગલે ઢગલા જ્યાં જુઓ ત્યાં ઉભરા નિકલતા નજરે આવતા હતા. સાદાઇમાં સુંદર દેખાતા સેહેંકડો ચેહેરાઓ ઉપર જાણે સરસાઇ ચલાવા માંગતી હોય તેમ કોઇક મકાઇમાઉ જેવા ચેહેરાવાળીઓ બી પફ ને પાઉડરનો છુટથી ઉપયોગ કરીને ઓપન કાપના પોલકા ને કાપેલા બાલના ટંકેરા સાથે બાબરા બુન જેવીઓ બબરી નિકલી હતી! તે બિચારીઓ શું મનથી કાંઇ એમજ સમજતી હશે કે અમારા જેવી ખુબસુરતી આખી ધરતી પર બીજી કોઇ હોવી જોઇએજ નહીં? ટુંકમાં, અમોએ કહ્યું તેમ સૌમટી રીતે લેતાં તે એક દીલખુશ, દીલકસ, પચરંગ મનોહર મેલાવડો હતો.

ત્યાં પેલો સપલ વાડયો પોતાના એક માનીતા દોસ્ત સાથે ઇંગ્રેજી લેબાસમાં ઘોડા ઉપર ફરતો ફરતો આવ્યો. એ વખતે બાજુમાં સાફ સમારી ઉભેલી ગાડીઓમાંની એક સૌથી શોભાયમાંન બે તેજી ઘોડાની ઇસ્કી વીકટોરયા પર તેઓનું ધ્યાંન ખેંચાયું—બલકે તે ગાડીમાં બિરાજમાન બેઠેલી એક રોઆબવંતી સોહાંમણી સુંદરી પર સપલનું તેના ફ્રેન્ડે ખાશ ધ્યાંન ખેંચ્યું. તે એક સુંદર લાલ ડીપ કલરની સાડીમાં ગાડીમાં ટકયે અઢેલીને ગરરીના તોરમાં ગોઠવાઇને તીરકમાન બેઠેલી એક મનોહર મુરતી હતી. તે ખુશ મિજાજે હસ્તી ગાડીમાં એકલીજ બેઠેલી હતી, અને ગાડીની બાજુમાં ઉભેલો કોઇ એરકો જવાંન તેને વાત કરાવતો હતો. તેનો કોચમેન કોચબાકસ ઉપર તેવાજ ટંકેરાના રોઆબથી હાથમાં લગામ ઝાલી બેઠેલો હતો, અને બે સુઘડ બલકે ઇસ્કી પોશાકના ઘોડાવાલાઓ પડખે ઉભા રેહી તેમની ચમરી કરતા હતા!

"પેલી રાંડનો તોર જોયો કે, સપલ ?" સપલના ફ્રેન્ડે હસીને તેનું ધ્યાંન ખેંચ્યું.

"કયાં? કોણુ?" સપલે બેધ્યાંનપણે પુછ્યું.

"પેલી કામા ખાંનદાનની માંણેક મડમ," તેના ફ્રેન્ડે સપલને ગાડી ભણી આંગલી કરી બતાવ્યું

તેણે એકજ નજર અનાયસે પડી ગઇ હોય તેમ તે તરફ નાંખી, ને તેના ચેહરાનું તેજ હટી જઇ ને ચેહેરો ફીકકો પડી ગયો. તેનું મુખકમલ કરમાંઇ ગયું, અને દુઃખનું એક ટચકું ઘણી જેહેમતે પોતાની છાતીમાં છુપાવી તેણે (સપલે) પોતાનો ઘોડો તરત દરયાની સાઇડે ફેરવી નાંખી ઉભો કરયો.

તેના દોસ્તે તેની એ હીલચાલો જોઇ નહીં કાં જોઇ તો તેનો ભાવાર્થ તે મુતલગ સમજ્યો નહીં. "પારસી ખુબસુરતીનો એ એક જોવા જેવો નમુનો છે હો," તેના દોસ્તે પોતાનો "પટપટારો" જારી રાખ્યો. "રાંડ ફાંકડી ગાંડીમાં બેસે છે તેની બેસવાની લઢણુ ને તોરજ હું તો જાંણે બે ઘડી જોયા કરૂં: પણ, સપલ, તુને ખબર કે ? કેહેજે વરે એને છોડી દીધેલી છે જો ?"

"વરે એને છોડી દીધીછ કે એણે વરને છોડી દીધોછ ?" સપલે ગોરસ્તાનમાંથી બોલતો હોય તેવા કાંઇ અજબ જેવા જાડા ઘાડા સાહદે ને કાંઇ હદવનાની ગમગીન અદાએ પુછ્યું.

"તે કોઇ કાંઇ નકકી કહી શકતું નથી," તે દોસ્તે સમજાવ્યું "એ સવાલને વાસ્તે બધાં ગુચવાયા કરે છે, પણ એક વાત તો ખરી

છે કે એને વાસ્તે કાંઇજ બુરું સંભળાતુ નથી. એની નીતીને માટે જ્યાં ત્યાં ઘણુંજ સારું બોલાય છે ને સારુંજ સંભળાય છે. મે તો એક ઉડતી અફ્વા એમ બી સાંભલીછ કે કોઇ હલકે વાંધેના આસામીને એ પરણેલી હોવાથી પછીથી વરને એણે છોડી દીધો."

"હલકે વાંધેનો આસામી?" સપલે તેજ ગમગીન અદાએ પુછ્યુ. "તે કેવો?"

"કોઇ હલકો—નીચ બુન્યાદનો."

"કદાચ તે પૈસેટકે ગરીબ હશે?"

"તેમજ તો; તેમ નહીં તો વલી કેમ?"

"ત્યારે શું તમો પૈસાવાલાઓને મનથી બધા ગરીબો હલકા ને નીચ બુન્યાદના છે? પૈસા તે શું નીચપણુંનાં માપનો તમો લોકનો સ્ટેન્ડર્ડ છે?" સપલે લગભગ આંખમાં ખુંન લાવીને ગુસ્સાથી ગરમ થતાં પુછયું.

"ચાલ, બાપુ, માંડી વાલ," તેના દોસ્તે નાંખતી કરી; "જાહનમમા ગીયાં એ વર બૈયર. એ લોકને લીધે આપણે કાંઐ અમથા મરાઇ મરીએ? વલી હું તુંને છેડીને કવાં ઉભો રેહું? તું જો મરી. બોની હીમાયતમાં બોલવા માંડશે તો એક તો, ઘરયો ધરાવાનો નથી." અને તે ખુશ મિજાજે ખડખડ હસી પડયો.

"ચાલ, મેહેલ્લી, અહીંથી કોલાબા તરફ જઇએ," હવે સપલે બી નાંખતી કરી કહેયું.

"કાંએ, અહીંજ ચોઅની?" મેહેલ્લીએ આગ્રહ કરચો. "અહીં આવી સુંદર રચણા જોવાની મુકી દેઇને ત્યાં પુલ તરફ શું ધુલધુમાડો વહી જાએછ જે અહીંથી જવા માંગેછ?"

"મને અહીં નથી ગમતું," સપલે નારાજ ઢપે કહયું; "મારો જીવ જરા ઉસ્કેરાયોછ, ને તેથી હું મારી સ્વારી આગલ લેવા માંગુંછ."

"ત્યારે, ચાલ, જેમ તારી મરજી," મેહેલ્લી તરત એકમત થયો "કેહજે વાટ છોરચે પણ સાથ નહીં છોરચે. તું જાએછ ત્યારે તો હું બી આઉં"–અને પછી તરત તેઓ મારતે ઘોડે ત્યાંથી નિકલી ગયા!

---

# પ્રકરણ ૧૬ મું.

---

લોક જોતું અને કેહતું હતુ કે "માંણેક મડમ" હવે આગલ જેવી ઉલટમંદ કે ખુશાલ રેહતી ન હતી. એ ફેરફાર તેણીનામાં કેમ થયો તે કોઇ કલ્પી શકયું નહીં. તે ઘણી બેચેન, ઘણી ઉદાસ, ઘણી દુઃખી, ઘણી કાહેલી દેખાવા ને રેહવા લાગી!

તેને હવે મોજમજાહમાં બી કશી મોજ ન મલતી, અને તે કે જે આગલ જાહેર મેલાવડાઓમાં જવાને ઘણીજ હરખભેર ને ઉલટમંદ થતી તે હવે તેને જવાને ફરજ પાડવામાં આવતી ત્યારેજ અને તે બી ફુલી ઘણી નારાજ ને ઉલટ વગરની જતી!

શું દસ વરસની ધામધુમી મોજમજાહથી એ મીલ મજુરની રોશન તાલે પરણેતર એટલી વેહલી ધરાઇ ગઈ? શું તે કે જે પોતાના પરણેતરના પ્યારથી આલે પૈસાનેજ જાંણુતી હતી તે પૈસાની પુજામાં એટલી વેહલી થાકીને પરવારી ગઇ? એ ફેરફાર એ ઓરત માં એટલો વ્હેલો કેમ થયો?

એક દીવસ તેને કોઇએ ઘણાં માનથી એક ગુલાબ એનાયત કરયો. તે તેણીએ લીધો, ને તે એક ગુલાબે ગમખાર ખ્યાલોની એક હારની હાર તેનાં મનમાં તાજી કરી. તેણે યાદ કરયું કે મંચીને તેને ખરી મોહબ્બતથી એજ રવેસે રોજ મીલમાંથી તાજાં ગુલાબો લાવીને આપવાની તબેહ હતી, ને એ યાદ થતાં મંચીનો દુઃખી ગરીબ નાવારેસ નાચાર ચેહરો ફરયાદની ઢપે તેની આંખ સામે અચ્યુચ ખડો થઇ આવ્યો! એમ થતાંજ વલી તેણીની આંખમાંથી એક આંસુ ટપકીને તેના હીરાજડીત બ્રેસ્લેટનો સણગાર પાંમેલા હાથ ઉપર પડયું! "મરેરે, એ શું?" તે પોતાનાં દુઃખ વચ્ચે ફીકું હસવાની જુઠી કોશેશ કરતાં બોલી; "રહી રહીને આજે બિચારા મંચીને વાસ્તે મને રડું આવેછ કે?"

અને ખરેખર તેમજ હતું! તે ના કેહવા માંગતી હતી, પણ તેનું પૈસાથી ધરાઇ ભરાઇ રેહેલું હ્રદય બિત્તરેથી હવે મંચી માટેનાજ વિલાપની હાય ઉડાવી હમણાં રડતું હતું!

એ એક પરણેતરના મારયા નહીં મરે એવા છાતીમાં ઝડ ઘાલી બેઠેલા ખુદાઇ પ્યારની ખરી ખાલેસ ખુદાઇ અસર હતી—એક અસર કે જે માંણેક જેવી બેદીલ બેવફાને બી પોતાનું જોરાવર બલ બતાવ્યા વના રહી નહી!

તેણીએ તે ગુલાબ ગુસ્સાથી ફેંકી દીધો, પણ મંચીની યાદ અને તે વાતના ગમને તે પોતાની છાતીમાંથી હવે ખેંચીને ખંખેરીને નાંખી શકી નહીં. તેનો હદવનાનો સાચ્ચો પ્યાર, તેની ખરી કાલજી, તેની આબાદ લાગણી એ બધાંની એક બલવાન યાદે તેણીને અચબુચ બેજાર કરી મેલી!

એ દસ વરસના લાંબા દરમ્યાન પછી આજેજ એકાએક એ શું થયું કે મંચી ને મંચીનીજ યાદે તેણીનાં મનને એટલું બધું રોકી રાખ્યું? એ દસ વરસનાં દરમ્યાનમાં તેનું શું થયું હશે તેનો આજેજ પેહલી વાર તેણીને ગંભીર વિચાર થયો! તે મુવેલો હશે કે જીવતો તે વટીક તેનેં ખબર ન હતી. તે તેજ કંગાલ્યતમાં તેજ કીસમે બિચારો હજી અટવાતો ને અવત્યાં મારતો હોવો જોઇએ એમ માનવાને તો તે જરાએ વેહેમ ખાતી ન હતી, પણ અજાયબીના અજાયબી તો એ હતી કે તેણે તેણીને મનાવા કે પટાવા કશુંજ કરયું હતું નહીં—કશુંજ લખ્યું હતું નહીં! તેણે ગુસ્સાના તોરથી તેને એ રવસે તજી દીધી એ વાતનો વિચાર થતાં તેની છાતી કાંઇક સ્વભાવીક ફીકરથી ધ્રુજી આવી!

અને ત્યારથી—એ હીણભાગ્ય દીવસથી તેણીનાં પાપની ખરી સજા શરૂ થઇ હોય તેમ તેણીની ધીરજ તદન ઉડી ગઇ. તે બેકરાર બેચેન અને અતીઘણી ક્હાહેલી થઇ ગઇ. તેનું હૃદય મચી અને મંચીનું તલબગાર મંચીનીજ છુપી ચીસ પાડતું! રાત ને દીવસ મંચીનું નામ તેના મુખમાં રમી રહ્યું. મંચી વનાની આ પૈસાવાલી દુન્યાબી હવે તેને સાદી ને સુની લાગી. તે મંચીનાજ સ્વપના

જોઇને તેનાંજ પ્યારાં નામના પોકાર સાથ બીહી ઉઠવા લાગી, અને તેના ટકયા તેનાં આંસુઓથી ભીન્જયલા દેખાતા !

પૈસાને માટેનો તેનો છાકટ પ્યાર તૃપ્ત થઇ રેહેવાથી હવે જાણે તેની ધુન ઉતરી ગેઇ હતી, જેથી વધારે કીનાથ પ્યાર માટે–પોતાના ભરથારના બુલંદ પ્યાર માટે તેનું જીગર વલખાં મારતું થયું હતું! હવે પસ્તાવો તેણીની છાતીમાં ધુમ મચાવી અગન* જલાવી રહયો હતો, ને દસ વરસ ઉપરની પોતાની તેની નાલાયક ચાલ તેની નગ્ન હાલતમાં તે પોતે હવે પ્રગટ જોઇ શકતી હતી. આહા! તે વેલાનાં તેનાં દુઃખનું શું બયાંન કરવું ? પોતે એવી આંધલી, એવી હેમક, એવી અપટ થઇજ કેમ શકી કે પોતાને જીવથી જ્યાદા જાંણનાર એક જીવનહાર ભરથારના એવા બુલંદ પ્યારને ઠોકરે મારી તે પૈસાની પરસ્તાર બની અહીં આવી વસી તેજ તેણીની મસ મોટી અજાયબી હતી!

તમામ દુન્યાની દવાદારૂએ બી તેની એ તનમનની બેમારી હવે દુર થઇ શકી નહીં. "મારી દીકરી, મારી આંખની તાહરક, તુંને શું દુઃખ છે? તું કેમ એટલી નખાતી ને પીલાતી જાય છે?" તેનો જઇફ મમાવો માંણેકજી શેઠ તેને ખરાં દીલનાં દુઃખથી અવાર-નવાર પ્યાર થકી પુછતો.

જવાબમાં તે શું કેહે? તે શું જવાબ દીએ? શું કેહ કે જે માહા પાપ તેણીએ કરયું તે કરવાને લલચાવીને તેણીને દોજખમાં ગીરફતાર કરવા માટે તે પોતે જવાબદાર હતો?

મરતીને જોવા—ફકત એકજ વાર ને સદાના મીઠા માનીના પ્યારા ચેહેરાપર નજર નાંખવા માંણેક હવે એક અધીરનાની અસલ

તાપથી તડપતી હતી. "ઓ મીનુ." તે એકાંતમાં જારબેજાર રડીને હવે તલવલતી, "તમે કયાં હોશો? તમારૂં શું થયું હશે?"

કહેવાની જરૂર નથી કે તેણે પોતાના મબાવાની હરૂસે પોતાનાં ગરીબ રેહેઠાંણ તરફ માણસો પ્રેરીને મંચીની ઘણી છુપી તલ્લાસ કરાવી, પણ તે તો જાંણે પાતાલનાં પેટાંમાં ગરક ગયો હોય તેમ તેની ભાલ કશી તેણીને મલી શકી નહીં. અરે અફસોસ, શું તે ગરીબ મીલ-મજુર પોતાની એ હીણાયલી તજાયલી નાવારેસ હાલતમાં અટવાઇને મારગે લાગી ગયો હતો? શું તે ખરેખર મરી ગયો હતો?

તે ગરીબ હતી ત્યારે તેણે શ્રીમન્ત થવાની ઉમેદમાં અધીરતાનો તાપ ઘણો સેહેવ્યો હતો, પણ મંચીને મલવા ને જોવાંનો જે તાપ તે હમણાં સહન કરતી હતી તેને મુકાબલે તેનું કાંઇ દુઃખ ન લેખી શકાય. પસ્તાવાનો કીડો તેનું જીગર કોરી કોતરીને અંદરખાનેથી ખાઈ જતો હતો, ને પસ્તાવાએ તેનાં જીગરમાં તોબા ને અફસોસની એક એવી હાયની જોત સળગાવી મેલી હતી કે જે બુજાવાને માટે એકે ઇલાજ કોઇને સુજી શકયો નહીં. સુંદર કપડાંચપડાંથી હવે તેને ઉબક આવવા લાગી, હીરા મોતી પરથી તેણે મનઉતારો કર્યો, કુલે દુન્યા તેણે અકારી ઝેર કરી મેલી, બાહેર જવું આંવવું વટીક તેણીએ બંધ કરી નાંખ્યું, ને મંચી ને મંચીનીજ માલા જપતી પોતાના ઓરડાનાં એકાંતમાં પડીને તે સદા સબડયા કરતી હતી!

તેને પોતાના મબાવાના ગુસ્સાની હવે પરવાહ ન હતી. બેહેસ્તના સુખ જેવા મીનુના પ્યારને મુકાબલે તે મબાવાનો વારસો ને

દોલત ખોહી એસવાનું તેણીને હવે વધારે ગમવા લાગ્યું, માટે જો મંચીની ભાલ મલે તો તે ઉડીને તેની ગોદમાં જાય એમ હતું. તેણીએ ગરીબાઇ ને તવગરી એ બેઉ જીન્દગીઓ અનુભવી ને ભોગવી લીધી હતી, ને મંચીના પ્યાર વિના ધનવાંન રેહેવ કરતાં તેના પાક બુલંદ પ્યાર પ્રાથે ગરીબ રેહવામાં લખ્ખો પ્રકારનુ વિશેષ ને ખરૂં ખુદાઇ સુખ સમાયલુ છે એજ હવે તેણીનો પ્રમાણીક અભીપ્રાય હતો!

હવે ગવરનરને ત્યાં એક 'ઇવનીંગ પારટી' હતી તેનાં તેડાં આવ્યાં, અને માણેક જે આ એકાંત સાંધી બેઠી હતી તેને તેના મમાવાએ એ તેડાં બાહાલ રાખવાનો જવાબ લખવાની ફરજ પાડી. એ ફરજની રાહે તે પારટીની રાત્રે તે અસાધારણ ઠેકેરા કરી ઘણુંએ પાછી એક વાર બાહેર નીકલી.

તે એક મોટો દબદબા ભરેલો બરચક્કર મેલાવડો હતો, ને માંણેકને માન આપતા ને વાત કરાવના જવાંનો ત્યાં મધમાંખની પેઠે ઉભાઇ જતા હતા. વલી જ્યાં ત્યાં દેશી તેમજ યુરોપ્યન તેણીનાં ઓલખીતાં પીછાંણનાં કુટુંબો નજરે આવતાં, અને માંણેક કોઇને હસીને અમસ્થું ડોકું કરતી તો કોઇના સાથ થોભીને બે વાત કરતી ત્યાં ફરતી રહી હતી.

પણ છેક સાડા દસ થવા પછી એમ ફરતી ફરતી માંણેક એક કદાર રોબવંતા દેખાવના કોઇ પારસી સાથ લગભગ ધ્યાંનમાં ને ધ્યાંનમાં અથડી પડી, અને બેઉ અકેકની સભ્યતાને ખાતર માંફ માંગવા થોભ્યાં અને—બેઉ અત્યંત ચોંકયાં!

તે પારસી પેલો સપલ વાડયો હતો. ને આ પેહલો હરોલમાં ચોંકયો તો ખરો. પણ પછી તરત સમબરાચકના રાખી કાંઇ નવું બન્યુંજ ન હોય તેમ પીઠ ફેરવી ચાલતો થયો.

માંણેકના ડોલા ફાટીજ ગયા! એ કોણ હતો? તેનાજ મંચીની લઢણ, મંચીનુંજ સ્વરૂપ, મચીનીજ અદા, મંચીનોજ લેહકો, સુંધે મંચીજ!!

શું એ મંચી હોય? મંચી હોય તો બ્રહ્માંડ તુટી પડયાં! શું એ મંચી હોય? મંચી ગવરનરને ત્યાંની પારટીમાં, મંચી હોય તો દુન્યાજ ઉલટાઇ ગઇ! શું એ મંચી હોય? આ રોબદાર કદદાર દમા મવાલો દેખીતો ધનવાંન શેઠયો તે શું મંચી હોય? મંચી હોય તો આહા, માંણેકે ખરાં દીલથી ધારયું કે ખુદાની હાનસારી લાકડીને ખરેખર અવાજ નથી!

અને મંચી ન હોય તો શું એ મંચીનો ભુત બોલી માંણેકને બમાવા એ રવેસે હડેરાબંધ ફેસ કરી અનરે આજે આબ્યો હતો! "ઓ ખુદા," માંણેક લગભગ ચીસ પાડી મનમાં પોકારી ઉઠી, "આ ખરો બનાવ છે કે મને વચાંણીને મારવાનો આ કોઇ ખાલી ખુશીનો ખાબ છે?"

તેણીએ હવે કોઇ પર લક્ષ આપ્યું નહીં. બલાંબલાંઓ તેણીને વાતમાં ઉતારવાની બ્યર્થ કોશેશ કરી નાઉમેદ ને મનમાં અજબ થતાં ચાલી જતાં! ને તો ફકત પોતાની આંખથી—તનથી—મનથી ખેંચાઇને મંચી કે એ મંચીના ભુત-પેલા સપલ વાડયાં—ની પુઠે પુઠ ફરતી રહી!

એમ કરતાં તેઓ પાછાં એક વાર રૂબરૂ મલી ગયા, ને માંણેકે પોતાની આતુર ચશ્મો તે ગેહેરાપર બેઅદબ હદ સુધીની ફરફેરણીઓથી દડાવી, કે જ્યારે તેણીની ખાતર જમા થઇ કે એ કોઇજ નહીં પણ તેનો મંચી હતો! તે પારસી—સપલ વાડયા—એ એ જોયું, પણ તેનો ચેહરો તો કરડો, તોરવંત અને મગરૂર હતો. તેણે કશી લાગણીઓ બતાવી નહીં.

અધીરી માંણેક એ ઉપરથી તેની છેક લગોલગ ધસી ગઇ, અને તેને થોભાવી તેના કાન પર પડી બોલી, "મીનુ, મારા મીનુ, શું તમે મને ઓલખતા નથી?"

"બાનું હું તમોને પીછાંણતો નથી," સપલ વાડયાએ ગંભીર દબદબાથી કહયું. "તમો ભુલોછ," અને તે તરત ત્યાંથીં ચાલતો થયો!

માંણેકનું હૃદય તેની પછવાડે તણાઇ ગયું; પણ તે શું કરે? તે કાંઇ બી વધારે કરે કે કહે તો તે ભરચકકર મેલાવડાનું તેમના તરફ ધ્યાંન ખેંચાય ને ચકચાર વધી પડે!

"પેલા ગ્રહસ્થને તમો ઓલખોછ, મી૦ જમશેદજી?" તેણીએ ને પછીથી પાસે ઉભેલા કોઇ એક ઓલખીતા ગ્રહસ્થને સેહજ પુછતી હોય તેમ પુછયું.

"જી હા," તે કોઇ જમશેદજીએ જવાબ દીધો. "એ તો પેલો સપલ વાડયો."

"એવણ કોણ છે?"

"એવણ હમણાંજ થોડું થયું વેલાતથી આવ્યા," પેલાએ સમજાવ્યું" જોન જોન્સની મશીનરીની જાંણીની પેઢીના વડા છે. ઘણા લાવકીવાલા આદમી છે. પાંચ પૈસાના જીવથી સુખી છે."

માંણેક આ સાંભળી એક "ડૂંકયુ"સાથ ખસી ગઇ. તેણીની ખાત્રી થઇ કે આ મંચીજ હતો. મશીનરીની પેઢીનો તે વડો હતો. એજ વાત આ આસામીને તેના મીનું તરીકે ઓલખવાનો મોટો પુરાવો હતો. વલી તેની આંખ એ વાતની ના નહીં પાડી શકાય એવી સાંહદત આપતી હતી. એ તેનો મીનુ હતો, પણ, અફસોસ, આજે "તેનો મીનું" કયાં હતો?

તેણીનું તનબદન થરથર ધ્રુજયું. ને ફરી એકવાર પોતાની હીંમત એકઠી કરી ને તેની પુઠે ધસડાની ગેઇ અને પછવાડેથી તેની ખાંધ પર નરમ હાથ મુકી ને બોલી, "મારા મીનુ, જરા મારી ગમ જોવો? જરા મને ઓલખો? હું તમારી પરણી મોહરદાર માંણેક છેઉ."

"બાનુ," સપલે ભવાં ચઢાવી કહયું. "તમે મને શું કામ સતાવોછ? મારી પરણી મોહરદાર કોઇ છેજ નહી,"—અને તે વલી ખસી ગયો, અને આ વેલા તે પાધરો બાહેર ચાલી ગયો. ત્યારે બારણાં આગલ ઉભી રેહી માંણેકે રડમસ ચેહરે જોયું કે બાહેરના કાનસ્ટેબલ પાસે તેણે એકદમ પોતાની ગાડી પોકરાવી, અને જરા વારગાં તે એક ઉંચા શોભાયમાન ઘોડાની બોઘાંમ બારણામાં આવી તેમાં બેગી ને તરત ને તરત આ ખાનપાનનો મોટો મેલાવડો છોડી ગયો!

# પ્રકરણ ૧૭ મુ.

---

માણેકનું આભારી હ્રદયું ઉછાળા મારી ગાયા તેના ગળાંમાં આવી ખુટું! હવે બાલ બાર વહેમ ન રહયો કે આ તેનો મીનુ હતો. તેનો એવો ઉંચ ઉદય, એવો બુલંદ બાગ્યોદય એકદમ કેમ થયો તે જાણવું માહાલ હતું, પણ તે ઉદય થયો હતો એ તેણીએ જોયું ને જોયું ત્યારે તેની ગોદમાં એકવાર દબાવા જો બને તો લખ્ખો ઘણી વધતી અધીરાઇથી તે અધઘેલી બની ગઇ. તેને હવે ત્યાંની તમામ હવા ને આખો મેલાવડો અતીઘણો અસુખકારક દેખાયો, જેથી જઇને પોતાંના મમાવાને જોઇ કાઢી બીમારીનું કારણ આપી તે તરત મંચીની પુઠે પોતાને બંગલે જતી રહી.

અને ગાડીમાં તે ગાડીની નરમ પીઠ ઉપર નિસોસ માંથુ નાંખી એકવારની પૈસાની પુંજારી આ પરણેતર આંસુઓનો એક દરયાવ રડી. તે રાત—તે આખી રાત તેણીએ કેવા કકલાત અને હાય અફસોસમાં ગુજારી તે વીસતારથી વરણવવા અતરે યોજવા જરૂર નથી. બીજી સહવારે ગેશન રોજ તલુ થયલો છતાં તેને રાત જેવીજ સીહા લાગી; મંચી વિનાની તેની તમામ દુન્યા હવે સીહા અને સુની હતી!

તેણીએ અતે એક ઠરાવ કરયો. કોઇ બી જોખમે તેને ઘેર જઇ મંચીને મલવું ને તેના પગપર માથું મુકી તેને મનાવવો એવો તેણી એ કસદ કરયો, અને તરત ડીરેકટરીમાંથી તેનું એડ્રેસ

જોઇ કઢાવી ગાડી જોતરાવી તે પોતાના મમાવાને ખબર આપ્યા વના પાયરી સપલને બંગલે હંકારી ગઇ!

*　　　　*　　　　*　　　　*

હવે આપણે વગર અગતે ભેદ સાચવવાના પછાડા મારીશુ નહીં, સપલ વાડયો તેજ મંચી હતો એમ વાંચનારને સમજાવા કે ખાત્રી આપવાની કશીબી જરૂર છે ?

તે વેલાતથી નામાંકિત થઇને આવ્યો ત્યારે પોતાનું નામ ખાખસુસ તેણે બદલી નાંખ્યું. તેનો ઉદય કેમ થયો તે તો વાંચનારને રોશન છે, એટલે તે વિષે લાંબુ કરવા કાંઇ જરૂર નથી.

હવણાં તે પોતાના બંગલામાં પોતાના નકસાઓ ને કાગલ્વાંઓના ઢગ સાથ કામમાં રોકાયલો બેડો હતો, પણ તેનું મન કરભાગ કરતું હતું. "મારા મીનુ, હું તમારી પરણી મોહરદાર છુ" એ બોલો પાછા ને પાછા તેના કાનપર દખાંણુ વજાવીને વાગતા હતા, ને એ બોલોએ તેને બેકરાર બનાવ્યો હતો. "એ મારોજ વાંક થયો," તે પટપટયો. "મારે એ પારટીમાં જવુંજ ન હતું, પણ એને એકજ વાર લગોલગ જેવાની ઉમેદથી હું ગયો, તો આએ મારી બેકરારી તેની મને સજા છે, ને તે સજા મારે મુગે મોંઢે ખમવી જોઇએ."

તેણે કામ પર ધ્યાંન તો ઘણું આપવા માંગ્યું, પણ તે ન બન્યું. "એને માફ કરૂં ? હવે? આવા તુચ્છકાર, આવી હડધુત, આવી બેવફાઇ પછી!" તે મનસે પાછું પટપટયો. "કદી નહીં."

"સાહેબને કોઇ બાઇ પુછેછ," કોઇ નોકરે તેજ ઘડીએ આવી તેને ખબર આપી.

"આવવા દે અંદર," મંચીએ અરધાં બેધ્યાનપણે હુકમ આપ્યો—અને બીજી પલે તે ખુરસીમાંથી ચમકી ઉઠયો, કેમકે રીકકી ધ્રુજતી માંણેક જોડેલા હાથો સાથે અરજદાર અદાથી અંદર આવી!

તે આવતાં સાથે તેનાં પગપર માથું નાંખી પડી. "મીનુ, મારા મીનુ," તેણે રડીને કહયું, "જોતો, હું તમારી પરણી મોહરદાર તમારા પગ પર પડી માંરી સોબતી આવીછ. મને માંફ કરો, મારા વ્હાલા, મારો એ અઝીમ ગુનાહ મને માંફ કરો. ને તમારા ખરા ખોદાઇ પ્યારની મારા પર પાછી નવાજેશ કરો."

"બાનુ," એક ઝેરી સરપથી કમકમીને હડી જાય તેમ મંચી તેનાથી તરત દુર ખસી જતાં બોલ્યો.—અને તેનો અવાજ બનમ્જા દુઃખી, ગમખાર અને કરડો હતો!—"હું તુંને ઓલખવાનીજ વાત સાફ ના પાડું છું, મારી પરણી મોહરદાર કોઇ છેજ નહીં, એક હતી કે જેને મેં મારો જાંન વટીક સપુરદ કરી દીધો હતો, પણ તે બેવફા ઓરત પઇસાના પ્યારને ખાતર મારો તુચ્છકાર કરી મને વગર દયાના હેંકારથી તજી ગેઇ, તે દીવસથી મારી મોહરદાર કોઇ છેજ નહીં!"

"ઓ મીનુ, માંફ કરો, આપણા રૂસીને ખાતર એ મારૂં મોટું પાપ—મારો અઝીમ ગુનાહ મને માંફ કરો, ને તમારો પ્યાર મને પાછો સપુરદ કરો! મને તમારો બગલમાં ધીરજથી રડીને મારી છાતીને ખલાસી આપવા દેઓ. ઓ મીનું, મારા પર દયાને ખાતર દયા કરો!"

"મારા પ્યાર વગર તુંને દસ વરસ ચાલ્યું તો રહી રહીને હવે તું મારા પ્યારની પાછી તલબગાર આવીછ તેનું કારણ શું છે?' મંચીએ તુંચ્છકારથી પુછયું.

"મારી આંખે પૈસાનો પાપી પરડો ફરી વલ્યો હતો. મારા ધણી." માંણેકે કાકલુદી કરી, "જેથી તમારાં મનની મોટાઇ ભુલી જઇ હું એકદર ને એવફા થઇ. ઓ મીનુ, તેની સજામાં આએ છેલ્લા એકજ મહીનામાં મેં કેવું જીવતું દોજખ અનુભવ્યું છે તે બસ મારા ખોદાને ખબર છે,"–અને તે અબળા બેઅખ્ત્યાર રડી પડી!

"તું ગેઇ તો ગેઇ પણ તું મારા દીકરાને બી મારી ગોદમાંથી ચોરી ગેઇ?" મંચીએ ઘણો ઉશ્કેરાઇને કહયું. "તારો તે બચ્ચાં પર હક હતો તે શું મારો નહી હતો? તેને તેં ને તારા પાપી મબાવાએ પોતાના નીરદોશ બાપને વગર કારણે ધીકકારતાં ને તે બાપનાં ગરીબ નામથી ઓશરાતાં ને કમકમતાં શીખવ્યો? એ પાપ શું તું નહાનુસુનું સમજેચ?"

"નહીં, ઓ નહીં, મારા મીનું," માંણેકે ધ્રુજતાં તનબદને હાથ જોડી કહયું; "તમો ગુસ્સો કરવામાં તદન વાજબી છેઓ, મને ઠોકડે મારવામાં વાજબી છેઓ, મા. પાપ તેજ કીમ્મતનું જબુન છે. 'હું એ કોઇ વાત ના નથી પાડતી, પણ મારૂં જીગર હવે ચીરાઇ ફસાઇ જાએછ તેથી મારા પર દયા કરો ને મને માંફ કરો."

"કદી નહિ." મીનુએ જોસથી–ઠડાવથી કહયું. "કંગાલ ઓરત, મારૂં પ્યારભર્યું જીગર ચીરી ફાંસી નાંખતાં તેં કેઇ દયા બતાવી જે હવે હું તારા પર દયા કરૂં? તુને મારા નાવારેસ નાચાર હાલ પર

કેમ રેહેમ આવી હતી જે હું હવે તારા પર રેહમ કરૂં ? તારી દયા વગર જે જે મેં ખમ્યુંછ તે હું બધું તુંને કેહવા ને સંભલાવવા નથી માંગતો, કેમજે તુંને તે સાંભલી મારી દયા આવે, ને તારી દયા વટીક કબુલ રાખવાને હું કમકમું છું; પણ એ મેં જે ખમ્યું તે દરમ્યાંન ખોદા પાસ હાથ જોડીને તું કમીની ઓરત પર કીનો લેવાની મને તક આપવા મેં દુવા ગુજારી હતી, ને પાક પરવરદેગારે મારી અરજનો હરફે હરફ સાંભલીને તેની પાક દયામાં મને તેણે પુરો ઇનસાફ આપ્યોછ, તે હવ કીનો લેવાની આએ તક હું જતી મુકવાનો નથી. જા, ઓ નાસજા, નાલાયક, હું તુંને મારે આશરે લેવા ધીકકારથી—કમકમાતથી ને ઠઠ્ઠાથી ના પાડુંછ."

માંણેક ફાકેફાક રડી. તે રડીને ત્યાંજ તેના પગપર મરી જવા માંગતી હોય તેમજ તેના પગોને વલગીને રડી!

"તું શું મારા પ્યારને રમવાનું રમકડું જાંણેછ, ઓ કમસમજ ઓરત," તેણે તાણાજાંનીનો ને ગગડાત જારી રાખ્યો, "કે તું ચાહે ત્યારે તે પ્યારને છોડી આપે તે તુંને ગમે ત્યારે તે પ્યાર પાછો માંગે ને મંજુર કરે ? નહીં. જેવી રીતે મેં તુંને ચાહીછ તેવી રીતે કોઇ મરદ કોઇ ઓરતને કદી ચાહશે નહીં, ને તેવા પ્યારને જો તારી મતલબ હતી ત્યારે તેં ઠોકડે માર્યો તો હવે તારી દગાબાજ કાકલુદીઓનાં ખોટાં આંસુઓથી હું ઠગાવાનો કે મનાવાનો નથી."

"અરે, તારૂં મયાલું દીલ કેમ એટલું સંગદીલ થયું ?" માંણેકે રડીને કકલાત કીધો. "કોણે તારી પરનો પ્યાર એટલો બધો ઉલટાવી નાંખ્યો ?"

"તેંજ," મંચીએ જોસ્સાથી કહયું; "જે થયુંછ તે બધુંજ તેંજ કીધુંછ, અને તેથી તારા સાથ અહીં થોભી વધારે વાત કરવામાં બી હું ગુનાહ માનુંછ,"–અને તે જતો રેહતો હતો.

પણ માંણેકે તેને પકડયો; તે તેનાં દીલને બાઝી પડી અને અંતે મંચીએ એક નરમ આંચકાથી દીલ સખત કરીને તેને દુર કીધી અને તે અબળા જમીન ઉપર એકાંમ પછડાઇ પડી!

મંચી એ મામલો જોઇ તે ઓરડામાંથી નિકલી જતો ઉંબર ઉપર એકાદ પલ થોભ્યો. તેણે શું કરવું? તેનાપર દયા કરવી? નહીં. બીજી પલે તે પાછું દીલ કઠણ કરી બાહેર જતો રહયો, ને પાસેના એક ઓરડામાં જઇ એક નોકરને હાંક મારી કહયું, "લાયબ્રેરીવાલા ઓરડામાં એક બાઇ મને મલવા આવેલાં અચણુચ બેમાર થયાં છે. તેવણને ઘણી સંભાલ ને આબરૂથી હોસ્યાર કરીને તેવણની ગાંડી સુધી પુગાડી આવ;"–અને નોકર આ અજબ જેવા હુકમ માટે તાજુબ થતો તે બજાવવા બાહેર ગયો. પછી તે પોતે તે ઓરડાનું બારણું બંધ કરી બાજુમાંની એક ટેબલ ઉપર માંથું નાંખી ઊંધે મસ્તક પડયો, ને ફોકેફોક રડયો!



# પ્રકરણ ૧૮ મું.

---

માંણેકની તબ્યત એકદમ બિગડી ગઇ, અને ઘર આવતાં ત ભય ભરેલી રીતે બેમાર થઇ! આ ઓચીંતો ફેરફાર ને માંદગી જોઇ બુઢો માંણેકજી શેઠ હેબત ખાઇ ગયો. તે માંણેકનો સોહરાયલો સુકાયલો ચેહરો ને એટલો બધો લેવાયલો લુટાંયલો હાલ જોઇ તદન થથરી ગયો, ને પોતાના વરસાણુ ખાતા ડાકટરને તેણે ઝટ તેડવા મોકલ્યો. વલી ડાકટર આવે તે આગમચ તેણે પોતે માંણેકને પસવારી પટાવીને એ તેણીની અચમુચ બેમારીનો સબબ પુછયો, ને ત્યારે તે પોતાના શેઠયા મમાવાના ગુસ્સા માટે કશા બી ડર કે દરકાર વના તેણીએ મરતે સાહદે કહયું, "હું મારા ભરથાર વગર ને તેવણના ખરા પ્યારના સહવાસ ને સધ્યારા વગર હવે જીવી શકતી નથી. હું તેવણને સોહોધતી તેવણની માંશી ચાહતી તેવણના પગપર માથું મુકતી તેવણ પાસે જઇ આવી, પણ તેવણે મારી મીનતજારીઓનો તુચ્છકાર કરી તેને થોકડે મારી. ઓ મીનું, મીનુ, મારા ખાવંદ," તેણીએ એક જીગરટોડ ચીસ પાડીને માહેતમ કર્યું—અને તે પાછી બેફાંમ થઇ પડી!

આ મામલો જોઇ બુઢો માંણેકજી શેઠ થથરી ગયો ને તે થરથર ધુજવા લાગ્યો! તેણે ખાત્રીથી માન્યું કે માંણેક મરી જાએ છે, અને ત્યારેજ—તે ઘડીએ તેની આંખ ખુલી ગેઇ કે આ છોકરીના કમોહતનો તે અને એકલો તેજ એક ખુની તરીકે જવાબદાર છે અને રેહશે! આ ખ્યાલેએ તેને બેફાંમ બેખબરો બેબાખરો બનાવી

દીધો, હવેજ તેને લાગ્યું કે જેમને ખોદાએ જોડું સાંધીને સદાનાં એક ને એકઠાં કીધેલાં તેમને પોતાની નજીસ સુગ ને ખાંનદાની ગરૂરીને માટે જુલમથી જુદાં કરવાનો તેનો ગુનાહ જબુન ઝેરી અને કારી હતો. તેણે એ ઉપરથી હવે આકાશમાં હાથ ઉંચા કરી તોબા કરી, અને પાક ખુદાની આજેજીથી દયા માંગી! ભલા સોહરાબસાહ સોલીસીટરની દરેક સલ્લાહ તેને યાદ આવી, ને હવે તેટલાજ કારી તીર ભીસાલે તેની છાતીમાં જખમ કરતી હતી!

માંણેકની બેમારી જોતાં જોતાંમાં વધતીજ ચાલી. તેની તાપ તડકાં પડે તેવી જોરાવર થઇ, ને તે ભેજાંની તાપમાં તેના લવારા બકબકારા દરમ્યાન તેણે મંચી ને મંચીનીજ જે ટગર કરો ને પોતાના મમાવાને જે કકલતી આંતરડીમાં લબો કદુવા દીધા—તેના પૈસાને જે શ્રાપ દીધા, ને તેની પાપની શીખવણી પુરવણીની જે તાપની ઝુમમાં ફરયાદો કરી તે સઘલું સાંભલવું કેવલ ત્રાસદાયક હતું! તે સાંભલવાનું તે ખાનદાની અને પૈસાની મગરૂરીના તોરમાં. મરી રહેલા હેમક અને સુગાંત્રા શેઠયાને માટે ખરેખરૂં એક જીવતું દોજખ હતું! જો એમ કહીએ કે કદમે કદમ તે ડોસો ચાલતાં હાલતાં અધઘેલા જેવો હવે તેથી પોતાનાં એ પાપની તોજેસ ને તોબા તોબા બોલતો રહયો તો તેમાં કશીજ સહરાગત નથી.

માંણેકની માંદગી મટાડવા કાબેલમાં કાબેલ ડાકટરો ભેગા થયા ને બધાઓએ ગમગીનીમાં ડોકું હલાવી માંણેકની આશા મુકાવી. તે બાપડી બચે એવુ કાંઇજ ન હતું "એને આખી દુનીઆની દવા બચાવશે નહીં," મોટા ડાકટરોનું મત હતું. "એની છાતીમાં જે ગમ છે ને એનાં ભેજાં પર જે ભાર છે તે જો દુર થાએ—તેનું

મુલ કારણ જે હોય તે જો નાબુદ થાએ તોજ એ બીચારી બચશે. નહીં તો એનું એક અઠવાડીયું બી આએ હાલતમાં જવાનું નથી."

તે લવતી–બકતી–બોલતી બિછાણાંમાં એકાંમ પડી હતી! ખાવા પીવાનું વટીક કાંઇ ચાલતું ન હતું. તે બીચારીને તેની આસપાસની દુન્યાની સુધ્ધિજ ન હતી!

એ મામલો જોઇ માંણેકજી શેઠે જે ખરાં દીલથી કકલીને તવલાત કરયો તેનું શું બ્યાન કરશું? તેણે ખાવા પીવાનું છોડી દીધું, ને રાતને આરામ વટીક તજી દીધો, જે સઘલું તેની હવે છેકજ જઇફ અને નાતવાંન અવસ્થામાં તે સહન કરી શકે તેથી જયાદા વિશેશ થઇ પડયું.

એમ કરતાં એક સહેવારે માંણેકે અચમુચ અતીઘણી હોસ્યારીમાં આવી–ડાકટરોએ કહયું કે તે મરતી વખતની છેલ્લી હોસ્યારી હતી! અને એ હોસ્યારીમાં તેણે પોતાના મમાવાને એકાંતમાં મલવા માંગ્યું, તેને પોતાની પાસે તેડાવ્યો.

તે ડોસો ધ્રુજતો લખલખતો તેની સાંમે જઇ ઉભો! "મમાવાજી," તેને જોતાંજ માંણેકે કહયું. "મને લાગેછ કે હું હવે બચવાની નથી. આજનો દહાડો મારો છેલ્લોજ છે."

"મારી દીકરી રે, તું એમ ના બોલ" તે ડોસાએ તેની છાતી પર માંથુ નાંખી રડી દેતાં કહયું. "તું મરશે તો હવે હું ખચ્ચીત જીવવાનો નથી, અરે અરે, મારા ત્રણ ત્રણ જવાંન દીકરાઓનાં ગમખાર મોહોતના ગમનાં ગરમ આંસુ હજી મારી આંખમાંથી સુકાવાં નથી, તારી માય પીરોજાને વાસ્તેનું માહેતમ કરનો હજી તો હું બધ

પડયો નથી, તેટલાં મારી જીદગીના એ ચેરાગ, તારા મરતા મમવાને એવી દુવા ના માંગ! શું હું મારાં દીકરા દીકરીઓને મારી આંખ સામે ટપોટપ મરતાં જોવાની જફાને વાસ્તેજ આ જેહાંનમાં જીવુછ ?"

"મમાવાજી," માંણેકે ઘણી જેહેમતથી કહ્યું, "તમારી કરણી ખરેખર ઘણી ભુંડી છે, તમેજ મને આવી પાપી ને ગુનેહગાર બનાવી. મારા ગરીબ અસીલ ને રાંક વરથી તમેજ મને લલચાવીને નાહેક જુદી કીધી, હવે હું મરી જાઉંછ તો મને કેહો જે એ મારાં મોટાં પાપને વાસ્તે મારા ખુદા સામે હું શું મોઢું લેઇને જાઉં? તેના ઇન સાફ વખતે હુ મારા બચાવમાં તે સાહેબને શું કેહું? તેને મનથી તો ગરીબ ને તવંગર બધાં એક પંકતીનાં ને સરખાંજ દરજ્જાનાં છે, તો મારા વરની ગરીબીને હેંકારથી હીણીને તેને તજી દેવાનાં તમે કરાવેલાં મોટાં પાપનાં બચાવમાં હું શું કેહું?"

તે ડોસાએ કશો જવાબ કર્યો નહીં. બસ માંણેકની છાતીપર માંથું નાંખીને એક બેતાકાત બચ્ચાં પેરે તે બેઅખત્યાર રડતો હતો!

"મમાવાજી," માંણેક તો જાંણે પોતાની મરતી ઘડીએ હવે તેને બી પોતાના વેરમાં મારવાજ બેઠી હોય તેમ બોલી, "એ પાપનો ઝુમો મારે એકલીને સર નથી એમ તમે તમારે મોઢે કેહો, ને ત્યારે હુ જરા બી સંતોશથી મરશ. એ મારાં પાપના તમે એકલાજ જવાબદાર છેઓ એમ મને તમો તમારેજ મોંઢે મારી મરતી ઘડીએ કેહીને મને સંધ્યારો આપો?"

"દીકરી, મને માંફ કર," તે ડોસાએ પોતાના ધ્રુજતા ને જોડેલા ને જોડેલા હાથ પાછા ઉંચે આકાશ ભણી ઉંચા કરતા

કહયું. "હું જોઉંછ કે હું ખરેખર તારો ને તારા વરનો અપરાધી છેઉં. હું ઘણો ગુનેહગાર છેઉં. અફસોસ કે મેં સોહરાબશાહનું બી કાલાવાલાથી કહેલું માન્યું નહીં. હું તારો ને તારા વરનો ખુંની છેઉં, ને તેથી તું કેહે તે તોજેસ કરવા હું તૈયાર છેઉં, મારી દીકરી!"

"ત્યારે તો, વહાલા મમાવાજી, તમે હજી બી એક પુનનું ને ઇનસાફનું કામ કરો," માંણેકે માંગી લીધું. "મારા ડોલા છે તેટલાંજ તમે મારા મીનુ પાસે આજે દોડતા જાઓ ને તેની માંફ માંગો. ને મારી મરતી વેલાની મારાં સાચ્ચાં દીલની તેનાં બલાંને મારેની હાથ જોડીને કરેલી દુવા બંદગી તમે તેને કેહી ને પુગાડી આવો! તમો આવશો ત્યાં સુધી મને જીવાડવાની ખુદા દયા કરશે."

ને બુઢાએ પોતાનાં પસ્તાતાં જીગરની જાબજા ઉસ્કેરણીઓ હેઠલ આ વાત એકે બોલે કબુલ કરી. તે બુઢાએ માંણેકનો મીલ મજુર ભરથાર મીનુ હાલમાં કેવો મોટો માણસ થવા પાંમ્યો હતો, હાલમાં તે કેવો પૈસાવાલો ને સુખી થઇ ગયો હતો તે સઘલા અજબ જેવા સમાચાર અજાયબીથી દાંતમાં આંગલાં પકડીને સાંભલ્યા. તેને એ વાતમાં બી કાંઇજ નહીં પણ ખુદાની દયા ને તેના નીરમલ ઇનસાફનોજ અગત કરીને ભાસ થયો. તેનું પોતાનું પાપ ખુદા વટીક ખમી શકયો નહીં તેથીજ તેણે એ ગરીબ મીલ-મજુરની દયાથી એટલી બધી દાદ લીધી, ને તેને શ્રીમંત ને નામાંકીત બનાવ્યો એમજ તેની ખાત્રી થઇ. આથી તે બની શકે તો વધતો ધ્રુજયો—વધતો ગભરાયો, ને તરત ગાડી જોતરાવી માંણેક પાસ તેનું નામ નિશાંણ મેલવી લેઇ તેની માંરી સોહોધતો ને તેને મીનતજારીથી મનાવતો તે મલવા ગયો!

× × ×

ફરી એકવાર મંચીને તેના નકસાઓ ને તેના સંચાઓ સાથના અભ્યાસમાં ખલલ થઇ, અને બીજી પલે તે સુગાત્રો શેઠયો તેની સામે આવી એક અરજદાર કીસમે ઉભો !

તેઓ રૂબરૂ મલ્યા, તે હીણુનાર અને તે હીણાયલો ગરીબ ! તે હુંકારી અને હુંકારનો ભોગ ! તેને ગરીબ જાંણી તે હીણુનાર હુંકારી પોતે ચાલીચલાવીને પોતાના હુંકારની સજામાં તે હીણાયલાને પગે પડવા આવ્યો, પોતાની જઇફ અવસ્થા અને મુરબીના દરજ્જા છતાં તે લાયક જવાંનની માંફ માંગતો ને માંફી સોહોધતો આવ્યો એમાં પ્રિય વાંચનાર, શું ખુદાઇ ઇનસાફ પ્રદીપ્ત પ્રગટ પડતો નથી ?

મંચીને તેની મોહરદારની માંદગીની કશી ખબર ન હતી. તે તેણીની સાથની છેલ્લી મીલાકાત પછી જેમ બને એમ જલદી મુંબાઇ છોડી જવાની તઇયારીમાં હતો, તેટલાં પોતાની મોહરદારના મમવા જઇફ માંણેકજી શેઠ સાથ આ નહીં ધારેલી તેની એક રૂબરૂ મીલાકાત થવા પાંમી ! ને તેંને જોઇને પોતાની ખુરસી પરથી તે સુગાત્રા શેઠયાની જઇફીને માન આપતો અદબથી તરત ઉભો થયો, અને ઉદાર સભ્યતાથી તેણે તેને બાહોરમત પોતાની પાસે એક ખુરશી ખેંચી બેસાડયો.

અને બેસતાં બેસતાં માંણેકજી શેઠે સેકહેન્ડમાં પોતાનો હાથ લાંબો કીધો. "હું તમારો ઘણો તકસીરવાર છું, મી૦ મંચેરજી," તેણે ઘણી ગમખારીથી કહયું, "મેં તમારૂં ખરેખર ઘણું બુરૂં કીધું છે, અને હું અતીઘણી બોઆજરખાહી સાથે તમારી પાસ માંફ માંગતો આવ્યો છું."

"સાહેબ;" મંચીએ રોબવતાં તોરથી કહ્યું, "વરસોના દરમ્યાનમાં તમે મારૂં એટલું બુરૂં કીધું છે કે તે માંફ માગવા ને મારી બક્ષવા જેવો અપરાધજ નથી. મેં મારી મોહરદારને જે કીસમના પ્યારથી ચાહી છે તે કીસમે કોઇ મરદ કોઇ ઓરતને કદી ચાહી શકવાનો નથી. તે છતાં તે મોહરદારને ફક્ત તમારા પૈસાની ગરૂરીમા મને ગરીબ જાણીને કચડી નાંખીને તમે વગર દયા અને વગર ઇનસાફે લુટી લીધી, એટલુંજ નહીં પણ મારાં બચ્ચાંને વટીક મારી ગોદમાંથી તમોએ છીનવી લીધું, અને મારી લાગણીઓની બલકે મારી જીંદગીની બી ફક્ત હું ગરીબ હતો તેથી હેંકારીનાં તુચ્છકારમાં તમે એક લેશભાર પરવાહ કીધી નહીં."

તે જઇફ માણસે અત્યંત ગમખારીની નામોશીમાં ફક્ત પોતાનું સર નમાવ્યુ!

"હું ઘણો મગરૂર માણસ છેઉં, દીકરા," તેણે પછીથી કહ્યું 'અને મારા માનવત બાપદાદાઓએ કે મેં આજવેર આવી કીસમે કોઇની માંફ કદી માંગી નથી. તું આજે તો ઘણો ધનવાંન થયલો છે, પણ મારાં પાપની ગીરફતારી જોવા ને જાણવા પછી આગલ જે મીસકીન ઝુંપડીમાં તું હતો ત્યાં બી આજે તું હોતે તોબી હું તારી આએજ કીસમે ત્યાં આવીને માંફ માંગતે! જો, હું મારી પાઘડી ઉતારીને તારા પગ પાસે મુકીને માંફ માંગુ છું,"—અને એમ કેહતાં તે તોરવંત અને સદાના સુગાંત્રા શેઠીઆએ-પોતાનાં માન પામેલાં કુટુંબનાં નામની નોંક જાલવવાના ગુરૂરી ભર્યા ચડીઆસમાં મરીચરી રહેલા તે ધનવાન લખ્ખોપતીએ પોતાને માથેની પાઘડી ઉતારીને મંચીના પગ ઉપર મુકી!

મંચીએ તે ઉપાડીને તેને પાછી આપી.

"દીકરા, તું જાણતો નથી," તે બુઢ્ઢાએ ફીકેફીક રડી દઇને કહયું, "કે માણેકને તારી પાસ આવી ગયા પછીની ભેજાંની સખ્ત તાપ લાગુ પડી છે, અને તે બીચારી હાલમાં મરવા સુતી છે."

"ખરેખર?" મંચીએ અજાએબીમાં ફાલ ખાઇને ચમકી ઉઠતાં કહયું.

"હા, ખોદા સાહેદ છે કે હું ખરૂં કેહું છું," તે ડોસાએ ઘણાં દુ:ખથી કહયું. "તે બીચારી કાલનો સુરજ જોવા જેટલું બી જીવવાની નથી એમ ડાકટરો મત આપી ચુકયા છે."

"ત્યારે મોતમાં માંરીની મના હોવી ને રેહવી જોઇએ નહીં," મંચોએ ઉશ્કેરાઇને એકદમ ઠડાવથી કહયું, "ચાલો, હું આઉછું; મને માંણેક આગલ લઇ જાવો;"—અને તે તૈયાર થવા જતોં હતો, પણ માંણેકજી શેઠે તેનો હાથ પકડી તેને રોકયો.

"તું એક વખત મને કેહ, દીકરા, કે તેં મને માફ કીધું છે," તેણે માંગી લીધું. "હું તારી માફીનો તલબગાર છેઉં."

"હું તમોને માફ કરૂં છું," મંચીએ દુ:ખી-ધીમે-ગલગલતે સાદે કહયું—અને પછી મરવા સુતેલી માણેકને છેલ્લીવાર મલવા જવા તે આંખોમાં આંસુ સાથે તૈયાર થવા ગયો!

———

# પ્રકરણ ૧૯ મું

તે માંદગીના-અલકે મોહતના ઓરડામાં મરવા સુતેલી માંણેકના બીછાણાની બોરદુમાં તે બેફામ પડેલી અથવા ઉંઘની અબળાનો સોહરાયલા સુકાયલા ચેહરા ઉપર આતુરતાથી ટીકતો મંચી એકલો ઉભો હતો! તેઓ ત્યાં આવ્યા પછીથી તે વરબઇએરને એખલાં મેલવાના દાનાવ હેતુંથી તે જમ્ફ શેઠીઓ બધાંને બાહર મોકલીને પોતેબી તરત બાહર ગયો હતો, અને તેથી તે વિયોગી વર વહુ આ એકાંતમાં ભેગાં મલ્યાં હતાં.

મંચી તેના ચેહરા તરફ દુ:ખી આતુરતાથી ટીકતો ઉભો હતો, અને તેવામાં તેને લાગ્યું કે જોઇએ તે કરતાં તે તેના જોડે અની-ઘણો વધારે સખત થયો હતો. તેણે પોતે જે ખમ્યું હતું તે સર્વે તે ભુલી ગયો, અને ફકત માંણેકને માટેનો તેનો સર્વોપરી પ્યાર પાછો તેનાં મન ઉપર સરસાઇ મેલવવા લાગ્યો. તેણે એમ જોયું કે પૈસાથી અંજાઇને માંણેક તેને તજી ગઇ હતી ખરી, પણ તે વખતે તે તદન બાલક અને નાદાન હતી. વલી વધારે જોસથી તો તેણે એ યાદ કર્યું કે કોઇ બીજાના ગલીચ કે પાપી પ્યારને વાસ્તે તે તેને તજી ગઇ ન હતી, એટલુજ નહીં પણ છેકના છેડા સુધી તે ફકત તેના અને તેનાજ પ્યારને વફાદાર અને સાચી રહી હતી, અને તેજ પ્યારને વાસ્તે જ્યારે તેણે તેને મના ફરમાવી, ત્યારે હવે તે એકદમ મરવા સુતી હતી! પૈસાના પાપી લોભની પોતાની એકજ

ભુલના બદલામાં તેના પ્યારને ખાતર માંણેક પોતાનો જાન વટીક હવે તેનાપર સદકે કરતી હતી. અને ત્યારે તેણે એથી અધીક તે તેણીથી શું આશા રાખવી જોઇએ ? એટલામાટે તેની નજર ઉઘડી કે તે માંણેક સાથે વગર જરૂરે હદવનાની સખતાઇથી વરત્યો હતો, અને ત્યારે હદવનાના બલાપા અને પસતાવા વચ્ચે તેણે વાંકો વલીને ઉઘતી માંણેકનાં ફીકકાં ઠંડાં કપાલ પર પ્યારની એક ચુમી લીધી !

એ ચુંમીથી ચોંકીને તે મરવા સુતેલી અબળા જાગી ઉઠી, અને તેણે તરત આંખ ઉઘાડીને જોયું, "ઓ કોણ, મીનુ ? મારા મીનુ ?" તેણે મંચીને જોતાં તોતરી જબાને અતીઘણા હરખમાં આવીને પુછયું.

"હા પ્યારી, હુંજ છેઉં," મંચીએ તરત ધીરજ આપી, 'અને હવે હું પોતે મારી માંગવા ને સુલાહ કરવા તારી આગલ આવ્યોછ."

"ઓ મીનું. ઓ મારા મીનુ" તે પાછી પટપટી.—અને પછી તેણીની નબલી પડી ગયલી આંખો તરત પાછી વીંચાઇ ગઇ !

શું તે મરી ગઇ ? ના! તે પાછી બેફામ થઇ હતી! આ હદ વનાની ખુશાલી તેની નકૌવત ને નબલી હાલતમાં તે ખમી શકે તેથી જયાદા થઇ પડવાના સબબે તે હરખથી આજેજ થઇને બેફાંમ બની ગઇ !

છેલ્લે, હવે કેહવાનું શું રહયું છે ? મંચીના પાછા સપુરદ થયલા પવીત્ર પ્યારે તે મરવા સુતેલી અબળાને જાનથી જતી બચાવી! તેઓએ અરસપરસ માંફ માંગીને એકમેકને માંફ કીધું, અને દસ વરસનો એક દરભણો દયામણો ખાબ જોઇને તેઓ જાગી ઉઠવાં હોય

તેમજ ખુશીની હસીમાં હસતાં, સંપના આશીરવાદ પામેલાં પવીત્ર સુખ સાથે તેઓ પાછા એક થયાં! ફરક માત્ર એટલોજ હતો કે તેઓ એ ખાળની આગમચ પૈસેટકે તમામ નીરધન અને કંગાલ હતાં, અને દસ વરસે એ ખાળમાંથી પાછાં જાગ્યાં ત્યારે પૈસેટકે સુખી અને આબાદ હતાં!

મંચીની બરદાસ્તભરી દેખરેખ હેઠલ માંણેકની તબીયતમાં મન માનતો સુધારો રોજ બરોજ થતો ચાલ્યો. ઉપર કેહવા મુજબ મોટા ડાકટરોએ અવલથી જે મત આપ્યું હતું તેજ માત્ર ખરૂ પડયું, ને તેનાં મનની બેમારીનું મુલ કારણ દુર થઇ જવાથી તેનો જાંન આંસાંની સાથે બચાવી શકાયો!

તે રીસાયલાં વરબૈયર એકઠાં થયાં ત્યારે મુકતાદના પવીત્ર દીવસોનો હીંગામ હતો, અને એ ધરમ અને ખેરાત કરવાના તે યોગ્ય ને પવીત્ર અવસરનો લાભ લેઇને પોતાની ભુલ બલકે પોતાનાં અઝીમ પાપ માટે પસતાતા માણેકજી શેઠે પોતાની પુંજીમાંથી પચાસ હજાર રૂપીઆની એક ઉદાર રકમ જુદાં જુદાં ધરમખાતાંઓમાં તેમની હાજત અને અગત પ્રમાણે મોકલી આપી. વલી માંણેકની જીંદગી બચવાની અને તે રીસાયલાં વરબઇયર ખરાં સુખમાં પાછાં એકઠાં મલવાની ખુશાલીમાં પોતાને ત્યાં બીજી અનેક યાદગાર ધામધુમ તેવણે કીધી, કે જે તેઓની નેક હીલચાલોમાં હવે બારે સંતોષ પાંમીને ખરાં દીલથી ખુશી થતાં તેમના પેલા અતી ભલા અને લાયક સોલીસીટર સોહરાબશાહે પોતાની દીલસોઝ મદદનો ખુશાલ હીસ્સો આપ્યો. ત્યાર પછી નઉરોઝ (પટેટી?) નો સુભાગ્ય દીવસ

આવ્યો, કે જે બખ્તાવર દીવસે પોતાના વ્હાલા ભરથારનો મોહબ્બ-તવંતો ટેકો લેઈને માંણેક પેહલવેહેલ્લી પાછી ટેબલ ઉપર જમવા આવી, અને તે અને તે પછીના દીવસો મંચી અને માંણેકે તેવાંજ બુલંદ સુખમાં અને ખરા સંપમાં ગુજાર્યા કે જેનું એક ખુશાલ ચિત્ર પોતાની ચતુર ચશ્મોમાં કલ્પી લેવાનું કામ અમારાં સુજ્ઞ વાંચ-નારાંઓનેજ સોંપી, આ નવાં બેસતાં વરસની એક મુબારક હમાજોર સાથે તેમને સઘલું ભલું મુબારક ને ચાહતાં અમો હવે અમારી અદના પેન બાજુ મુકી તેમનાથી રૂખસદ લેઇશું.

